## પ્રતિજ્ઞા-પૂર્તિ



"યુનિયન જેક બ્રિટિશ સામ્રાજ્યવાદના પ્રતીક સમાન છે એટલે એવા ધ્વજ થી શણગારેલા સત્કાર સમારંભમાં હાજરી આપવાનું તેમજ માનપત્ર સ્વીકારવાનું મારા માટે અસંભવિત છે."

મદ્રાસ મ્યુનિસિપલ કોરપોરેશને કેપ્ટન લક્ષ્મીને જાહેર સત્કાર કરી માનપત્ર આપવાના પસાર કરેલા સર્વમાન્ય પ્રસ્તાવનો પ્રતિરોધ કરતો કેપ્ટન લક્ષ્મીએ ઉપરોક્ત શબ્દોમાં કોરપોરેશનને પ્રત્યુત્તર આપ્યો છે. અને 'નેતાજી સમક્ષ લીધેલી પ્રતિજ્ઞાની પૂર્તિ અર્થે મારા જીવનની સદૈવ અને સતત પ્રવૃત્તિ રહેશે.' એ પોતાના ઉદ્ગારોને સાર્થક કર્યા છે

આધુનિક હિંદની 'ઝાંસીની રાણી'

રણચંડી

# કેપ્ટન લક્ષ્મી

લેખક :

**દયાશંકર ભ. કવિ**

'ભારત જનની કસ્તુરબા'ના લેખક પથેરદાબી, અનુરાધા, રેણુની મા, દુર્ગેશનંદિની, જયશ્રી. કુળવતી, મોક્ષદા, પતિપત્નિ, બ્હેન વિગેરેના અનુવાદક

પ્રકાશક

એન. એમ. ઠક્કરની કું.

બૂકસેલર્સ : : પબ્લિશર્સ

૧૪૦, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ-૨

કિંમત રૂા. બે



દયાશંકર ભ. કવિના સર્જનો

| | |
|---|---|
| ભારતજનની કસ્તુરબા | રૂા. ૧॥ |
| અનુવાદક ગ્રંથો | |
| પથેરદાબી ભા. ૧-૨ | રૂા. ૬॥ |
| અનુરાધા | રૂા. ૨ |
| રેણુની મા | રૂા. ૪॥ |
| દુર્ગેશનંદિની | રૂા. ૩ |
| જયશ્રી | રૂા. ૩॥ |
| કુળવતી | રૂા. ૨॥ |
| મોક્ષદા | રૂા. ૩ |
| પતિપત્નિ | રૂા. ૨॥ |
| બહેન | રૂા. ૪॥ |
| કૃષ્ણકાંતનું વીલ | રૂા. ૨॥ |

પ્રકાશક : એન. એમ. ઠક્કરની કાં. વતી નંદલાલ મોહનલાલ ઠક્કર
૧૪૦, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ. ૨
મુદ્રક : મણિલાલ છગનલાલ શાહ : ધી નવપ્રભાત પ્રિન્ટીંગ પ્રેસ
ઘીકાંટા રોડ, નોવેલ્ટી સીનેમા પાસે—અમદાવાદ.

**મા**નવ-સંસારની એક સર્જન જૂની સમસ્યા છે. 'ઇતિહાસ માનવી રચે છે કે માનવીના ઘડતર ઇતિહાસ ઘડે છે-History makes man or is made by man?'

આ કોયડાનો-આ સમસ્યાનો સ્પષ્ટ અને સચોટ ઉકેલ હજી કોઈએ આપ્યો નથી. આમ છતાં ય એટલું તો સુવિદિત છે કે ઇતિહાસ માનવ-જીવનની એક વિરાટ આરસી છે, જેમાં માનવ-સંસારની તસવીરો આબાદ પ્રતિબિંબિત થાય છે. યુગ યુગો ઊગીને આથમી જાય છે, છતાં ય એ તસવીરો ઝાંખી પડતી નથી. અને એ જ એની વિશિષ્ટતા છે. સૃષ્ટિના પ્રારંભકાળમાં રચાયેલો ઇતિહાસ માનવ-ચક્ષુ સામે સ્પષ્ટ અને સુરેખ સ્વરૂપમાં આજે ય તરવરી રહ્યો છે.

એ તસવીરોમાં માનવ-જીવનના અદ્‌ભૂત સાહસ, વીરત્વ, રોમાંચ, ઊર્મિ, ઔદાર્ય અને વેદનાનાં રંગ-છાંટા છૂટથી છંટાયેલા દેખાય છે.

માનવ-જીવન, દ્રષ્ય અને અદ્રષ્ય અનેક તત્ત્વોનો સમુચ્ચય છે. તેની સ્પષ્ટતા ઇતિહાસની આ તસવીરોમાં દ્રષ્ટિગોચર થાય છે.

એ દ્રષ્ટિએ જે મહા ભીષણ ઓથારમાંથી વીસમી સદીની માનવતા હજી હમણાં જ ઊગરી છે, તે માત્ર માનવીના મારક બળોનો પ્રગટ નાટક નથી.

યુરોપની સામ્રાજ્ય લાલસાના એ ગજગ્રાહની સાથે મંગળ મૂક્તિ માટે ખેલાયેલાં સ્ફૂર્તિદાયક પ્રવેશોનો ખ્યાલ જગતની જનતાની આંખે જોઈએ તેટલો હજી ચઢયો નથી.

આ નાનકડાં પુસ્તકમાં કેવળ સ્વાર્થ માટે સળગી રહેલાં સંસારની વચ્ચે માનવ-જીવનની મૂક્તિ વાંચ્છનાએ રચેલા વિરલ ઇતિહાસની વેરાયેલી ગુલછડીઓ એક વીરાંગનાના જીવન આસપાસ ગૂંથી લેવામાં આવી છે.

લેફ્ટનન્ટ કર્નલ લક્ષ્મી, જે કેપ્ટન લક્ષ્મીના લાડકવાયા નામથી હિન્દુસ્તાનની આમ જનતા વચ્ચે સુપરિચિત બન્યા છે, તેમના અદ્‌ભૂત જીવનની અલ્પ ઝાંખી કરાવવાનો આ એક પ્રયાસ છે.

ઇતિહાસની આરસીમાં દેખાતી તસવીરને વાચા આપવાનો આ એક યત્ન છે-જો કે માનવની ભવ્ય ભાવના સૃષ્ટિને શબ્દ-દેહમાં મૂર્તિમંત કરવા જતાં ભાષાની મર્યાદા કેવા અંતરાય ઉભા કરે છે તેનું મને સંપૂર્ણ ભાન છે.

કેપ્ટન લક્ષ્મી ! હિન્દભરમાં આજે એવું કોણ છે જે એ નામથી અપરિચિત હોય ?

પરંતુ એ નામની પાછળ છૂપાયેલો વિરલ ઇતિહાસ હજી ગુજરાતની વાચક જનતા સમક્ષ ઉઘડયો નથી.

કૅપ્ટન લક્ષ્મીના નામોચ્ચાર સાથે એક ભાવના મૂર્તિ હિન્દીઓના હૃદય—ચક્ષુ સન્મુખ ખડી થાય છે—જે પરમ પૂજનીય છે, વિશેષ વંદનીય છે અને અધિક અનુકરણીય છે.

એ નામોચ્ચાર સાથે ભારતીય ઇતિહાસનાં કાળ પટ ઉપર એટલી જ ઓજસ્વિતાથી અંકાઈ ગયેલી અન્ય 'લક્ષ્મી'ની ભાવના—મૂર્તિ નજર સામે તાદૃશ થાય છે, અને રાષ્ટ્રીય ઇતિહાસના ભૂતકાલિન એક ભવ્ય પ્રકરણનું ચિત્ર આંખ સામેથી પસાર થઈ જાય છે.

ઝાંસીની રાણી લક્ષ્મીબાઈ! હિન્દુસ્તાનની ધરતી ઉપર રાષ્ટ્રની લૂંટાતી સ્વાતંત્ર્ય—લક્ષ્મીની રક્ષા અર્થે રણમોખરે ઝઝૂમેલી વીરાંગના! અને લૂંટાયેલી રાષ્ટ્ર—લક્ષ્મીને પુનઃ હાંસલ કરવા માટે બ્રહ્મદેશ અને મલાયાના ગાઢ જંગલો અને પહાડ—પર્વતો ભેદી ઘૂમનાર વીરાંગના!

એક જ ભાવના મૂર્તિ! છતાં ય ઇતિહાસના પટ ઉપર અલગ માનવ દેહે ચમકી રહેલા સ્વાતંત્ર્ય ભાવનાનાં બે અવતાર છે.

ઝાંસીની રાણી વીરાંગના મહારાણી લક્ષ્મીબાઈએ રાષ્ટ્રની લૂંટાતી સ્વાતંત્ર્ય—લક્ષ્મીને સલામત રાખવા માટે કેટકેટલાં કષ્ટો સહ્યાં, કુમળા કમનીય દેહને કઠોર જીવનના તાવડામાં તાવી નાખ્યો અને અંતે મલિન મુત્સદ્દીઓની અધમ પ્રપંચ લીલામાં જીવનના બલિદાન આપીને ઇતિહાસમાં અમર ધામને પ્રાપ્ત કરીને સમાધિસ્થ થઈ!

અને આધુનિક ભારતની ભાવના મૂર્તિ કૅપ્ટન લક્ષ્મી!

રાષ્ટ્રની સ્વાતંત્ર્ય—લક્ષ્મીને પુનઃ રાષ્ટ્ર—ધામમાં સ્થાપિત કરવા માટે કેટકેટલાં સંકટો એ વીરાંગનાએ વેઠ્યાં અને પરભોમમાં જઈને, હિંસાથી ખરડાયેલી અને ખદખદતી ધરતી ઉપર આઝાદ હિન્દની ભવ્ય ભાવનાને મૂર્તિમંત કરવામાં રાષ્ટ્રવીર સુભાષબાબુની સંગાથીનિ બની, જંગલો અને પહાડોની દુનિયામાં ઘૂમી, રખડીને અવનવો ઇતિહાસ

આલેખ્યો...એ સમગ્ર રોમાંચકારી ઘટનાઓ આ પાનાઓ ઉપર આલેખવાનો અલ્પ પ્રયાસ કરવામાં આવ્યો છે.

આનંદની વાત છે કે આઝાદ હિન્દની આ ભાવના મૂર્તિ કેપ્ટન લક્ષ્મી હવે આપણી વચ્ચે છે. એમની પ્રેરણાદાયક ભાવના સૃષ્ટિ આઝાદી માટે આથડી રહેલાં હિન્દના આમ સમૂદાયને ઉત્સાહજનક નીવડશે એવી આશા સાથે મારી આ કૃતિ ગુજરાતના વાચક સમુદાયના કરકમળમાં હું રજૂ કરૂં છું.

મુંબઈ
સંવત ૨૦૦૨
ચૈત્ર વદ ૧૧

દયાશંકર ભ. કવિ.



કેપ્ટન લક્ષ્મી અને શ્રીમતી સરલાદેવી અંબાલાલ સારાભાઇ

: ૧ :

કોઈથી યે ગાંજી ન જાય તેવી, ઉડાઉડ કરનાર પતંગિયા સરખી સુકુમાર ક્રાંતિકારી એ યુવતી હતી. સાહસ, જીવન પ્રત્યેની બેપરવાઈ અને અખૂટ ધૈર્ય તો જાણે એના અંગેઅંગમાં ઠાંસી ઠાંસીને કુદરતે ભર્યાં હતા.

અસીમ સાહસ, અડગ ધૈર્ય અને અદ્ભુત શૌર્યની સાક્ષાત્ મૂર્તિ સમી એ યુવતી અને એની તપખિરીયા રંગની મોટર મદ્રાસના માનવીઓ માટે આજકાલ પરિકથામાં પરિણતિ પામ્યા હતા.

કીડિયારાં ઉભરાયા હોય એવા માનવીઓના જબ્બર જૂથેજૂથના અપાર અને અવિરત અવરજવરથી ચોવિસે કલાક ખદબદી રહેતાં મદ્રાસના મસ મોટા અને પહોળા રાજમાર્ગો પર એ તપખિરીયા રંગની મોટર આવવાના ભીષણ ભણકારા વાગતાં જ ઘડીભર સોપો પથરાઈ જતો હતો અને કોઇ એની અડફટમાં આવી ન જાય એના ડારમા ડરથી જોતજોતામાં સારો યે સળંગ રસ્તો સહજ જ સાફ થઈ જતો હતો અને ધનુષ્યના પણછમાંથી વછૂટેલાં તાતા તીરની જેમ

જ્યારે સનનન કરતી એ મોટર પસાર થઈ જતી હતી ત્યારે જ સવના જીવમાં જીવ આવતો જણાતો હતો.

કરુણ અકસ્માતના અનિચ્છનિય બનાવો બનતા અટકાવવાને અહોનિશ ચિંતિત રહ્યાં કરતી મદ્રાસની ચબરાક પોલીસ પણ એ મોટર પસાર થતાં પારાવાર પરેશાની અનુભવતી હતી; પરંતુ એ ચિલ્લ ઝડપથી મોટર ચલાવનાર ચપળા સમી ચતુરાને ચોંપથી અટકાવવાની કે ચીમકી આપવાની એની હિંમત ચાલતી નહોતી. ભાગ્યવશાત્ જ્યારે એ મોટર થંભી કે થોભી જતી ત્યારે જાહેર જનતા પર રૂવાબથી જ વર્તવાને ટેવાયલી એ પોલીસ નરમઘેંસ બનીને એની નજીક આવતી અને વિનયપૂર્વક વિનંતિ કરતી સંસળાતી:—

" માનવીઓના અપાર અવરજવરવાળા આવા વિશાળ રાજમાર્ગ પર કેટલી ગતિએ મોટર હંકારવી એ શું આપ જાણતા નથી ? ગવર્નમેન્ટના ગતિ વિષયક ફરમાનથી આપ બેવાકેફ છો ? "

" પણ ગતિને તે વળી ક્યાંય બંધન હોતા હશે ભાઈ ? "

" અને આપની બેપરવાઇના કારણે કમભાગ્યે કદાચ કોઈ અકસ્માત થઈ જાય તો અમારી કેવી અવદશા થાય એનો પણ આપે વિચાર તો કરવો જ જોઈએ ને ! "

પરંતુ પોલીસ પોતાનું કહેવું પુરૂં કરે એ પહેલાં તો એ યુવતી એની નજર સમક્ષથી એકાએક અલોપ થઈ ગયેલી એને જણાય છે. પોલીસ પુતળાની જેમ ઉભો જ રહી જાય છે અને એ તપખિરીયા રંગની મોટર આંખના પલકારા માત્રમાં જ ત્યાંથી અદૃષ્ય થઈ જાય છે.

વર્ષાની વિદ્યુત સમી વિચરનારી એ યુવતી અન્ય કોઈ જ નહીં, પણ ઝિન્દાદિલી અને આઝાદી માટેની તીવ્ર તમન્નાને રણક્ષેત્ર પર મૂર્તિમંત રૂપે રજુ કરનારી આધુનિક યુગની ઝાંસીની રાણીના લાડ-

૨૫૯૧૫

કહવાયા નામથી કેવળ હિન્દમાં જ નહિ, પરંતુ જગતભરમાં જાણીતી બનેલી કેપ્ટન લક્ષ્મી સ્વામિનાથન હતી.

મદ્રાસના મશહૂર કાયદાબાજોમાં એક્કા ગણાતાં સુપ્રસિદ્ધ સંસ્કાર મૂર્તિ સ્વામિનાથન બેરિસ્ટર એના પિતા હતા. બેરિસ્ટર પિતાને અસીલોનો જેમ પાર ન હતો, તેમ તેમના ધન-વૈભવનો પણ પાર નહતો. અલખતના અંબારમાં આળોટતું સ્વામિનાથનનું સારૂંયે કુટુંબ સુશિક્ષણ, સુસંસ્કૃતિ અને સુલલિત કળા માટે પર્યાય વાચક જ બની ગયું હતું.

આવા શ્રીમંત અને સંસ્કારી પિતાનું સુખ ભોગવવાનું સૌભાગ્ય લક્ષ્મીને લાંબો સમય ન ટક્યું. લક્ષ્મી ન્હાની હતી ત્યારે જ એના પિતા બે પુત્રો, બે પુત્રીઓ અને એક વિધવા વિદુષીને વિલાપ કરતાં મૂકી પરલોકવાસી થયા હતા; અને એથી જ એમના સંગોપન અને શિક્ષણનો સારો યે બોજ એમના મમતાળુ માતા અમ્મુ સ્વામિનાથનના શિર પર એકાએક આવી પડયો હતો.

શ્રીમતી અમ્મુ સ્વામિનાથન એક સુશિક્ષિત વિદુષી છે. મલબારમાં પોતાનું મહિયર છોડીને પતિની સાથે મદ્રાસમાં આવીને રહ્યાં પછી તેમણે શહેરના સાર્વજનિક જીવનમાં પુષ્કળ કામ કર્યું છે. રાજકારણમાં તે ચૂસ્ત મહાસભાવાદી છે. મહાસભાના એક પ્રમુખ કાર્યકર્તા છે અને જ્યારે જ્યારે દેશમાં રાજકીય લડતો ઉપડી છે, ત્યારે તેમણે મોખરે રહેવાનું જ પસંદ કર્યું છે.

શ્રીમતી અમ્મુ સ્વામિનાથનની સ્વદેશવત્સલતા સર્વત્ર સુપ્રસિદ્ધ છે. પ્રચંડ પ્રજાકીય આંદોલનોમાં ઉમળકાભેર સાથ આપીને તેમણે નાના મોટા સર્વના આદરમાન મેળવ્યા છે. મદ્રાસમાં આવેલું તેમનું મકાન તો જાણે સાર્વજનિક કાર્યોનું એક કેન્દ્ર જ બની ચૂક્યું છે. એમના મકાન પર પ્રસિદ્ધ વ્યક્તિઓ, દેશભક્તો અને સાહિત્યિકોની

કાયમી અવરજવર રહ્યાં જ કરે છે. મદ્રાસની મુલાકાતે આવતાં મોટા મોટા નેતાઓનાં ઉતારાં તો એમના જ મકાને હોય છે.

હિન્દના સ્વાતંત્ર્ય સંગ્રામના શ્રીમતી અમ્મુ સ્વામિનાથન એક અચૂક અને અડગ લડવૈયા છે અને મહાસભાની અત્યાર સુધીમાં ચાલેલી એકએક લડતમાં તેમણે હૈયાને વજ્ર કઠોર કરીને વ્યકિતગત સુખ સગવડોને તિલાંજલી આપી સક્રિય ભાગ લીધો છે. આજે તે વડીધારાસભામાં મહાસભાવાદી સભ્ય તરીકે વિરાજે છે.

આવા સાંસ્કૃતિક, સામાજિક, અને રાજકીય પ્રવૃત્તિઓના પરમ ધામ સમા ઘરમાં લક્ષ્મીને જન્મવાનો અને ઉછરવાનો લ્હાવો મળ્યો છે, અને એથી જ છેક નાનપણથી દેશ પ્રેમના ઊંડા અંકુર લક્ષ્મીમાં જડ ઘાલી બેઠેલા જણાય છે. રાષ્ટ્રીય સમારંભોમાં લક્ષ્મી હાથમાં ત્રિરંગી ઝંડો લઇને સર્વની મોખરે ઉભી રહેતી અને સર્વની પ્રિય બનતી હતી.

વિદુષી માતાએ પોતાના સંતાનો સુશિક્ષણ સંપાદન કરી સંસ્કારી બને એ માટે ખૂબ જ કાળજી લીધી છે. શાળા એને કોલેજના ઉચ્ચ શિક્ષણની સાથે પોતાના સંતાનોને કલા, સાહિત્ય, સંગીત નૃત્ય, ચિત્રકળા અને અન્ય લલિત કળાઓનું ઊંડુ અવગાહન આવશ્યક રીતે હોવું જ જોઈએ એમ એ અંતઃકરણપૂર્વક માનતા હોવાથી એ માટે પણ સુંદર વ્યવસ્થા એમણે કરી હતી; અને એથી જ લક્ષ્મી અને એની બહેન મૃણાલિની નૃત્યમાં નિપૂણતા પ્રાપ્ત કરી શકયાં છે.

શ્રીમતી અમ્મુ સ્વામિનાથને પોતાની પુત્રીને ઉચ્ચ શિક્ષણ આપ્યું હતું છે. કોલેજમાંથી ઇન્ટર પાસ કર્યા પછી લક્ષ્મી મદ્રાસ મેડિકલ કોલેજમાં દાખલ થઇ હતી. કોલેજમાં અભ્યાસ ચાલતો હતો ત્યારે જ લક્ષ્મી થોડાંક મહિના ઇંગ્લાંડ જઇ રહી આવી હતી.

લક્ષ્મીએ પોતાનું સારું યે શિક્ષણ હસતા, રમતા અને ખેલતા

જ મેળવ્યું છે. અભ્યાસ-જડ વિદ્યાર્થીની જેમ એણે એક ઠેકાણે બેસીને શિક્ષણ લીધું નથી. એ તો હંમેશાં ભાતભાતની રમતો, દૂર દૂરના પ્રવાસો અને વિવિધ સાર્વજનિક કાર્યોમાં વિશેષ ધ્યાન આપ્યા કરતી હતી. ટેનિસ, પિંગપોંગ વગેરે રમતોમાં પારંગત હોવા માટે તો એની અનેરી પ્રસિદ્ધિ છે.

યૌવનના ઊંબરમાં પગલાં માંડતી લક્ષ્મી તો સાક્ષાત્ મહાલક્ષ્મી સમી રૂપરૂપનો અંબાર ગણાતી હતી, દિપકની દિપ્તી સમો એનો દેહ હતો. એના લાંબા અને કાળા કેશ; એની લીંબુની પહોળી ફાડ જેવી મોટી અને પાણીદાર આંખો; અને મંદ મંદ હાસ્ય વેરતી વખતે સહજ જ દ્રષ્ટિએ પડી જતાં એના સુંદર ચળકતા સફેદ મોતી જેવા દાંત ખરેખર અનેરૂ આકર્ષણ ઉપજાવતુ હતું.

વ્યક્તિત્વ વિકસાવવા માટેના અનુકૂળ વાતાવરણમાં ઉછરેલી હોવાથી તેમ જ પૈસાની કે બીજી કોઇપણ ચીજ વસ્તુની જરા જેટલી યે ઉણપ ન હોવાથી એ અયશ-આરામથી રહેતી હતી. વાદવિવાદ, ચર્ચા અને ભાષણથી એ પોતાની છાપ પાડયાં વગર રહેતી નહિ.

શ્રીમતી અમ્મુ સ્વામિનાથન એક સંસ્કારી મહિલા છે. પ્રજાની ઘણીયે રૂઢિઓ અને રીતરિવાજો હાનીકર્તા છે એનો પાકો અનુભવ હોવાના કારણે એ માન્યતાઓ અને પ્રણાલિકાઓના ભંગના પૂજારી છે. જીવનસાથી શોધી લેવાની સંતાનને સંપૂર્ણ સ્વતંત્રતા હોવી જોઇએ એવી એમની દૃઢ માન્યતાને કારણે જ એમની બીજી પુત્રી મૃણાલિની પોતાના પતિની પસંદગી કરી શકી હતી. મૃણાલિનીએ અમદાવાદના સુપ્રસિદ્ધ લક્ષાધિપતિ અને મીલમાલીક શેઠ અંબાલાલ સારાભાઇના પુત્ર શ્રી વિક્રમ સાથે સ્નેહલગ્ન કર્યા છે.

કોલેજમાં અભ્યાસ કરતી વખતે જ લક્ષ્મીના સૌંદર્ય અને જીવનની રહેણીકરણીની આધુનિકતા પર મુગ્ધ બનીને કેટલાયે આશાભર્યા

યુવાનોએ એની માતા પાસે લક્ષ્મીના હાથની માગણી કરી હતી; પરંતુ લક્ષ્મીએ એ સર્વને પોતાનો ઇન્કાર સાફ શબ્દોમાં સંભળાવી દીધો હતો અને પોતાનો અભ્યાસ ચાલુ રાખ્યો હતો.

સંસારના સપાટામાં સપડાઈ ન જવાને સતત સાવધ બની લક્ષ્મી મેડીકલ કોલેજમાં દાખલ થઈ. કોલેજ જતાં આવતા એ મદ્રાસ ફ્લાઇંગ કલબ પાસે થઈને જ પસાર થતી હતી. એક વેળાએ એ ફ્લાઈંગ કલબમાં આવતા જતાં એક યુવાન વિમાનીની દૃષ્ટિ સાથે એની દૃષ્ટિ મળી ગઈ અને અંતઃકરણના ઊંડાણમાં અણધાર્યાં પ્રેમાંકુર બોવાયા. અત્યાર સુધી અનેક યુવાનોને નરી નિરાશા આપી રહેલી લક્ષ્મી એ વિમાની સાથે વાર્તાલાપ કરીને પરિચય વધારવાને તલપી રહી.

એ યુવાન વિમાની બેંગલોરનો રહીશ હતો અને એનું નામ નન્જુનંદીરાવ હતું. તે તાતા એરલાઇનનો પ્રસિદ્ધ વિમાની હતો. વખત જતાં લક્ષ્મી અને નન્જુ વચ્ચે વિશેષ મૈત્રી જામી. પ્રવાસ શોખીન લક્ષ્મી મોટર મુકીને વિમાનદ્વારા પ્રવાસો કરવા લાગી. અતિ પરિચયના પરિણામે બન્ને વચ્ચે પ્રેમની ગાંઠ મજબુત થઇ અને લક્ષ્મીએ આખરે નન્જુનો જીવનસાથી તરીકે સ્વીકાર પણ કર્યો. બન્ને સિવિલ કાયદા મુજબ લગ્નગ્રંથીથી જોડાયાં, મદ્રાસ એ લગ્નથી આશ્ચર્યચકિત થયું અને સર્વત્ર વાર્તાલાપનો એ વિષય પણ બની રહ્યું.

જેટલી ઝડપથી લક્ષ્મી અને નન્જુ વચ્ચે પ્રેમતંતુ ગાંઠરુપ વણાયા હતા એટલી જ ઝડપે એ ઉખરાઈ ગયા. જોતજોતામાં જ એ બન્ને વચ્ચે વિખવાદ જાગ્યો અને વિવાહવિચ્છેદ પણ કરી નખાયો. લક્ષ્મી એ પછી મદ્રાસ મેડિકલ કોલેજના પોતાના જૂના વર્ગશિક્ષક મી. અબ્રહામ નામના સિરિયન ખ્રિસ્તી સાથે લગ્નગ્રંથીથી જોડાઈ હતી.

આત્મ-નિર્ભરતા અને વૈયક્તિકતાની સાથોસાથ પરિસ્થિતિને

પોતાને વશ રાખવાની ટેવ, મનોબળ, અને દઢાગ્રહ વિપુલ પ્રમાણ હોવાના કારણે જ લક્ષ્મી સાહસ અને શૌર્યની સાક્ષાત્ મૂર્તિ સર્જાઈ છે. ઘરના ચાર ખુણામાં બેસી રહેવાનું ગમતું નહતું. મુસાફરી કરવાનો એનો મોહ અદમ્ય હતો અને એથી જ એ કલાકોના કલાકો સુધી મોટરનું સ્ટીઅરિંગ પકડીને મોટરને પૂર ઝડપથી ચલાવ્યે જતી નજરે પડતી હતી. પોતાની એ તપખિરીયા રંગની સુંદર મોટરમાં બેસીને મદ્રાસના બજારો વચ્ચે પસાર થતી, તેમજ સમુદ્ર કિનારા પર લહેરથી લટાર મારતી દ્રષ્ટિએ પડતી હતી.

મોટર હંકારવાના અને પ્રવાસના શોખે લક્ષ્મીને સંકટ, આફત અને અકસ્માત પ્રત્યે બેપરવાઈ દાખવતી બનાવી હતી. એક વખત પૂર ઝડપે મોટર હંકારતી પ્રવાસે ઉપડી. એકાએક મોટરને અકસ્માત નડયો. મોટર ઊંધી વળી ગઈ, પોતે પારાવાર ઇજા પામી. પણ જાણે કશું યે ન બન્યું હોય એમ એ ઉભી થઈ ગઇ અને પગપાળે ચાલતી ઘરે આવી ટેનિસની રમત રસપૂર્વક રમવા લાગી.

જીવન દરમ્યાન લક્ષ્મીને પ્રથમ પંક્તિની કેળવણી અને સુંદર તાલીમ મળી છે. આર્થિક, સાંસ્કૃતિક, અને ધાર્મિક અસમાનતા અને વિષમતાઓ મિટાવવાને એથી જ એ સતત્ ઉદ્યુત રહી છે. અનેક રંગે રંગાયેલું એનું જીવન જ્ઞાનપિપાસુ પણ હતું. દેશ વિદેશના વિદ્વાનોના અદ્યતન પ્રકાશનો ગમે એટલું ય મૂલ્ય હોય તોય એ મંગાવતી અને આદ્યંત વાંચી અને વિચારતી હતી.

થીઓસોફિસ્ટોના મુખ્ય કેન્દ્રની એ અવારનવાર મુલાકાત લેતી અને ત્યાં થતાં પ્રેરક પ્રવચનો ધ્યાન દઈ સાંભળતી. લક્ષ્મીએ પોતાની ઉંમરના પ્રમાણમાં સારૂં જ્ઞાન સંપાદન કર્યું હતું અને વાદવિવાદમાં એ સારા સારા વિદ્વાનોને ય પોતાના જ્ઞાનથી છક્ક કરી નાખતી હતી.

થીઓસોફિસ્ટોના આધુનિક અવતારી પુરૂષ કૃષ્ણમૂર્તિના ભાષણો

તો એ ઉત્સાહભેર સાંભળતી હતી. એ ભાષણોની એના મગજ પર અજબ છાપ પડી હતી. અને એથી એ અનેક વખત એકાંતમાં આવેલા ઝાડની ઘનઘટા નીચે વિચારમગ્ન બેઠેલી પણ નજરે પડતી હતી.

એક વખત કુમારી લક્ષ્મી પોતાની માતા શ્રીમતી અમ્મુ સ્વામિનાથનની સાથે ઉત્તર હિન્દુસ્તાનમાં પ્રવાસ કરી રહી હતી, ત્યારે એજ ગાડીમાં કૃષ્ણમુર્તિ પણ પ્રવાસ કરતા હતા. માતાએ લક્ષ્મીને એ ગાડીના પહેલા વર્ગ તરફ આંગળી ચીંધીને એ યુવાનને બતાવતા કહ્યું:—

"લક્ષ્મી, તું એ યુવાનને તો ઓળખે છે ને ? અત્યારના થીઓસોફિસ્ટ મંડળમાં તું ભાષણો સાંભળવા તો અવારનવાર જાય છે. શું તું થીઓસોફિસ્ટોના આધુનિક અવતારી પુરૂષ કૃષ્ણમૂર્તિને ઓળખતી નથી ?"

લક્ષ્મીએ માતાના ચિંધાવ્યા મુજબ ગાડીના પહેલા વર્ગ તરફ નજર કરી અને કૃષ્ણમૂર્તિને પીછાની લીધા. લક્ષ્મી તુરત જ પોતાના ડબ્બામાંથી બહાર નિકળીને એ પહેલા વર્ગ પાસે ગઈ અને એ અવતારી ગણાતા કૃષ્ણમૂર્તિને ઉદ્દેશીને કહેવા લાગી:—

"જગતભરના મહાન પુરૂષોમાં આપની ગણત્રી થાય છે; પણ તમે આમ પહેલા વર્ગમાં શા માટે પ્રવાસ કરો છો ? આપ જેવાએ તો આમ જનતાથી અલગ રહેવાને બદલે એના ગાઢ સંપર્કમાં આવવું જોઇએ છે અને એ માટે તો આપે ત્રીજા વર્ગમાં પ્રવાસ કરવો જોઈએ."

કૃષ્ણમૂર્તિ લક્ષ્મીના આ કથનથી તો ઘડીભર થંભી ગયા. અત્યાર સુધી દેવ અને પ્રભુની જેમ પૂજાયેલ પુરૂષ એકાએક ખંચકાઈ ગયા. પળવાર તો મૌનતા અને શાંતિ પથરાઈ ગયા.

"તમારું કહેવું બરાબર છે બહેન." કૃષ્ણમૂર્તિએ પ્રત્યુત્તર આપ્યો. "હું મારી જગ્યા બદલવાને તૈયાર છું. તમે મારી જગ્યા પર આવીને બેસો, અને હું તમારી જગ્યાએ જઇને બેસું છું.'

મુક્ત વાતાવરણમાં ઉછરવાથી લક્ષ્મી નિખાલસ સ્વભાવ અને સ્પષ્ટ વક્તા બની હતી એ ઉપરના ઉદાહરણથી સહજ જ પ્રતીત થાય છે.

આખરે લક્ષ્મીએ સને ૧૯૩૭ ની સાલમાં મેડિસીન અને સર્જરીની પરીક્ષા પસાર કરી અને ડાક્ટર તરીકે મદ્રાસમાં પ્રેકટીસ પણ એણે શરૂ કરી. દિવસો જતાં ડૉ. લક્ષ્મીની પ્રેકટીસ વધી પડી અને અનુભવી ડાક્ટર તરીકે એની નામના પણ સર્વત્ર પ્રસરાઈ ગઈ.

પણ વિધિએ લક્ષ્મી માટે કોઈ જુદું ભાવી નિર્માણ કર્યું હતું. ૧૯૪૦ માં તે પોતાના પતિ સાથે સિંગાપુરના પ્રવાસે ગઈ અને ત્યાં ગયા પછી તેઓ ત્યાં જ કરી કામ થઈને રહ્યા. સિંગાપુરમાં પણ લક્ષ્મીની ડાક્ટરી પ્રેકટીસ ધમધોકાર ચાલવા લાગી અને થોડા જ વખતમાં એ સર્વ કોઈની સુપરિચિત પણ બની ગઈ.

: ૨ :

પૃથ્વીભરમાં પ્રસરીને યેનકેન પ્રકારેણ પ્રાપ્ત કરેલાં પ્રદેશો, સંસ્થાનો અને સામ્રાજ્યો ઉપર પોતાની સર્વોપરી સત્તાને સતત અને શાશ્વત સાચવી રાખવાના, પોતાના એકહથ્થુ અને અબાધિત આધિપત્યને અવિચળ ચાલુ રાખવાના અને સ્થાપિત કરેલાં પોતાના હિતોને અકાટ્ય અને અખંડિત રાખવાના પાશ્ચિમાત્ય પ્રજાના પ્રખર પ્રયત્નોના પ્રતાપે પ્રજળી ઉઠેલા યુદ્ધ–પાવકે પરમ પ્રચંડતા ધારણ કરી છે, એટલું જ બસ નથી પરંતુ એ યુદ્ધ–અગ્નિની ચિનગારીઓ ચારે દિશામાં ઉડીને આઘે કે નજીક જ્યાં જ્યાં પડી છે, ત્યાં ત્યાં ભયંકર ભડકાઓ ભભુકી રહ્યાં છે.

વિનાશક વિગ્રહનો વડવાનલ વિશ્વવ્યાપી બન્યો છે. આલમ ભરમાં મહાયુદ્ધનો ભીષણ ઝંઝાવાત જોરથી–જબ્બરદસ્ત જોરથી ઝીંકાઈ રહ્યો છે અને જોતજોતામાં જગતના ઔદ્યોગિક, આર્થિક, સામાજિક અને સાંસ્કૃતિક વ્યવહારનો સમૂળગો સર્વનાશ સર્જી રહ્યો છે.

બ્રિટિશ સામ્રાજ્યમાં કદી યે અસ્ત ન થતો સૂર્ય ૧૯૪૨ના ફેબ્રુઆરીની ૧૫ મી તારીખે અસ્ત પામી ગયો; અને જાપાની સામ્રાજ્યનો સુરજમુખી ઝંડો મલાયાની રાજધાની પર એકાએક લહરાવા

લાગ્યો. બ્રિટિશ સિંગાપુરનું પતન થયું અને એનું નામ 'શ્યોનાન–દક્ષિણની પ્રભા' રખાઈ ગયું. સિંગાપુરનું આ પતન અવશ્યંભાવી ઘટનાઓની શૃંખલાના એક મંકોડા સમું હતું.

૧૯૪૧ના ડીસેમ્બરની ૭ મો તારીખે જાપાને પર્લ હારબર પર આક્રમણ કર્યું; અને વળતે જ દિવસે ઈંગ્લાંડ, એના સંસ્થાનો, આધીન દેશો, સંયુક્ત રાષ્ટ્રો, અમેરિકા અને ચીને, એની સામે લડાઈ જાહેર કરી. સિંગાપુરમાં પડેલા નૌકા કાફલાના બે નામી જંગી જહાજો 'પ્રિન્સ ઓફ વેલ્સ' અને 'રિપલ્સ'ને પહેલાંજ હવાઈ હુમલામાં તા. ૨૦ મી ડીસેમ્બરના રોજ કાગળની નૌકાઓની જેમ સમુદ્રના ઊંડા પેટાળમાં ડુબાડી દીધાના સમાચાર સાંભળી સારૂં યે જગત ચકિત થઈ ગયું. ૧૩ મી ડીસેમ્બરે ગુઆમ, ૨૦ મીએ પીનાંગ, ૨૨ મીએ બેક, ૨૫ મીએ હોંગકોંગ, ૨૯ મીએ ઈપોહ અને તા. ૨ જી જાન્યુઆરી ૧૯૪૨ ના રોજ મનીલાનું પતન થયું. આ ક્રમ અને ઝડપથી થયું અને પૂર્વ એશિયામાં ન તો કેવળ બ્રિટિશ સામ્રાજ્યની જ પરંતુ સર્વ પાશ્ચિમાત્ય રાષ્ટ્રોની સત્તાનું નામશેષ થવામાં કોઇને સંદેહ ન રહ્યો. ચારે કોર ધુમ્રવાટા બોલાવતા વાઘ બીધેલી બિલાડીની જેમ બે પગ વચ્ચે પુંછડી ઘાલીને ભાગી રહ્યાં હતા.

થાઈલેન્ડમાંથી જાપાની સેનાઓએ એક બાજુ મલાયા અને બીજી બાજુ બર્મા તરફ આગળ વધવું શરૂ કર્યું. તેરાુઇ, તિનાય અને મોલમીનમાં દાખલ થતા એને રોકે એવું કોઈ ન હતું. જાપાની સેના કીડિયોની જેમ ચારે તરફ ફેલાઈ જઈ રહી હતી. ઓસ્ટ્રેલિયન સેના સિંગાપુર તરફ ધસી આવતા દુશ્મનને ડારવા જોહોરમાં પડાવ નાખી પડી હતી; પરંતુ ઓસ્ટ્રેલિયન સેનાપતિ જનરલ બેનેટે કરેલી મોરચાબંદી જાપાની સૈન્યના ધસમસતા પૂરના પહેલાંજ ધક્કે તૂટી ગઈ. સિંગાપુરને પીવાનું પાણી અહીંથી જ જતું હતું. જોહોર જાપાનના

હાથમાં જતાં સિંગાપુરને ઘુંટણીએ પડવા સિવાય બીજો કોઇ આરો રહ્યો નહીં.

અભેદ્ય અને અજેય સિંગાપુરનું આખરે પતન થયું. પચાસ લાખની જન વસતીવાળા આ પ્રદેશમાં ૧૫ હજાર અંગ્રેજ, ૧૩ હજાર ઓસ્ટ્રેલિયન અને ૩૨ હજાર હિન્દુસ્તાની સિપાઇઓ પણ જાપાનના હાથમાં આવી ગયા.

સત્તાનો કોરડો વીંઝીને અત્યાર સુધી સિંહ સમા ગણાતા બ્રિટિશ સામ્રાજ્યવાદીઓ કેવળ પોતાના જાનની સલામતી ખાતર ઉભી પૂંછડીએ ભાગ નાશ કરવા લાગ્યા. વિમાની મથકો, અને બંદરો પર પહેર્યાં કપડાએ આવીને જેમ બને તેમ જલ્દીથી જગ્યા મેળવીને નાસી જવાની ગડમથલમાં પડયા.

અને બ્રિટિશ સૈન્યે જાપાનના હાથે પરાજીત થઇ પોતાની સલામતી માટે યા તો વ્યુહ રચનાના કારણે ભવ્ય પીછેહઠ કરી પોતાની પાછળ અરક્ષિત અવસ્થામાં ત્યાંના હિન્દી નાગરિકોને આક્રમણકારી જાપાનીઓની દયા પર છોડી મૂકયા હતા. હિન્દીઓની સ્થિતિ કરૂણાજનક થઈ પડી. લોકો ગભરાઈ ઉઠયાં, સર્વત્ર ત્રાસ અને ભય વ્યાપી રહ્યા.

પૂર્વ એશિયાનો આ સારોયે ભૂભાગ હિન્દનું જ અંગ પ્રત્યંગ છે. રાજનૈતિક દૃષ્ટિએ અલગ હોવા છતાં પણ આ ભૂભાગમાં હિંદીઓ મોટી સંખ્યામાં વસવાટ કરી રહે છે. એકલા મલાયામાં જ હિન્દીઓની સંખ્યા સાત લાખ છે. ૭ મી માર્ચે રંગુન, ૯ મી માર્ચે જાવા, ૨૩ મી માર્ચે આંદામાન, ૨૯ મી એપ્રીલ સુધીમાં લાશિયો તથા બર્મા અને ૧ લી મેના રોજ માંડલેનું પણ પતન થયું અને મલાયાના હિન્દીઓ સમક્ષ જે સમસ્યા ઉપસ્થિત થઇ હતી એ જ

સમસ્યા બર્માના હિન્દીઓ અને યુદ્ધમાં કેદ પકડાયેલા સૈનિકો સમક્ષ ઉપસ્થિત થઈ.

'હવે ક્યાં જવું? શું કરવું?' એ પ્રશ્ન એમને મુંઝવી રહ્યો. બ્રિટિશરો માટે એમના દિલમાં આદર ઉભરાતો ન હતો. બ્રિટિશ વહીવટનો કડવો સ્વાદ એમણે બરાબર ચાખ્યો હતો. એમના દિલમાં એની સામે ધુંધવાટ હતો. જાપાનીઓના હાથમાં પડેલાં હિન્દી સૈન્યના સૈનિકોના દિલમાં પણ એવી કડવાશ ભરી હતી. એક પરદેશી સત્તા તળેથી બીજી પરદેશી સત્તા નીચે થએલી તેમની બળજબરી ભરી બદલી, પીછે હઠ કરતી બ્રિટિશ સેનાએ દેખાડેલી રંગભેદની સૂઝ, એમને સસ્તા ગણીને મોતના મોંઢામાં આગળ ધકેલવાની નીતિથી એ સૈનિકોને પણ બ્રિટિશ વહીવટ અળખામણો બન્યો હતો.

સફેદ સામ્રાજ્યવાદને ફાળતો ફુલતો કરવામાં—આબાદ અને સમૃદ્ધિશાળી બનાવવામાં હિન્દીઓએ મોટો હિસ્સો આપ્યો હોવા છતાંય એણે એમની સાથે હંમેશા દુર્વ્યવહાર જ કર્યો છે.

મલાયામાં હિન્દી મજુરોને યુદ્ધને કારણે મોંઘવાઈ માગવા જતાં ગોરાંઓની ગોળીઓના ભોગ બનવું પડ્યું હતું. અંગ્રેજી અખબારોને ગમે એ લખવાની છૂટ આપવામાં આવી હતી. જ્યારે હિન્દી વર્તમાન પત્રો પર યુદ્ધને નામે સેન્સરશીપના કડક અંકુશ મુકવામાં આવ્યા હતા. મોટામાં મોટો હિન્દી ઉંચામાં ઉંચો અફસર હોવા છતાંય સિંગાપુરના સ્નાનગૃહમાં જઈ શકતો નહતો. આ પ્રતિબંધ સામે અપાર ઉહાપોહ થયો એટલે એમા દાખલ થવાની છૂટ આપવામાં આવી. આ છૂટ પણ એક શરતે જ આપવામાં આવી હતી કે સ્નાન–ગૃહના હોજના પાણીમાં કોઈએ પણ પોતાનો પગ પલાળવો નહિ. હિન્દીઓ આમ અછૂત અને અસ્પૃશ્ય ગણાતા અને એથી જ એ હોજના પાણી પર એમની છાયા પણ પડે એ એમને પરવડતું નહતું.

અંગ્રેજોની હુકૂમતની સાથે જ આ બધાય અપમાનો તો દૂર થઈ ગયા; પરંતુ એના ઘા તો જેવાને તેવા જ રહ્યા હતા.

પૂર્વ એશિયાનો બ્રિટિશ ગઢ–સિંગાપુર જાપાનના સશસ્ત્ર દળોના હાથમાં જઈ પડયો એના બીજે જ દિવસે જાપાનના વડા પ્રધાન જનરલ હિડેકી ટોજોએ શાહી જાપાની પાર્લામેન્ટમાં પ્રવચન કરી હિન્દુસ્તાનની સ્વાતંત્ર્ય માટેની લડાઈમાં જાપાન તરફથી સર્વાંગી સહાય આપવાનું વચન આપ્યું હતું.

અને એ પછી બીજા જ દિવસે સિંગાપુરના જાપાની લશ્કરી વડા મથકના સેનાપતિ મેજર ફ્યુજીવારાએ મલાયાના કેટલાંક હિન્દી આગેવાનોને બોલાવીને 'હિન્દીઓનું સંગઠન' કરવાનું કહ્યું અને વધુમાં એમ પણ જણાવ્યું કે 'જાપાનીઓ હિન્દીઓને દુશ્મન ગણતા નથી, ઊલટું અંગ્રેજોની ગુલામીમાંથી મુક્ત થવામાં જાપાન હિન્દીઓને મદદ આપવા તૈયાર છે."

મલાયામાં વસતા હિન્દીઓ બ્રિટિશ શાસનથી ત્રાસી ગયા હતા, છતાંય જાપાનીઓ માટે એમને કંઈ પ્રેમ કે આદર ન હતા. પણ દ્વેષ, કડવાશ કે રોષની ગેરહાજરીમાં સિંગાપુરના પતન પછી એમણે જાપાની સેનાપતિની સલાહ પ્રમાણે કોઈ આંદોલનની શરૂઆત કરવાનું વિચાર્યું. 'હિન્દની આઝાદીના પ્રયત્નમાં જાપાન સર્વ પ્રકારે સહાય કરવા તૈયાર છે' એવા જાપાની સેનાપતિના કથનથી હિન્દી આગેવાનો ભોળવાયા નહિ. વિચાર કરવાની મહેતલ માગીને તેમણે મસલતો ચલાવી અને આગામી ટોકિયો પરિષદમાં પોતાના પ્રતિનિધિઓ નહીં મોકલતા માત્ર 'શુભાકાંક્ષી મંડળ' મોકલ્યું.

૧૯૪૨ ના માર્ચ મહિનાની તા. ૨૮ મી થી ૩૦ મી માર્ચ સુધી જાપાનમાં ત્રીસ વર્ષથી વસવાટ કરી રહેલાં શ્રી. રાસબિહારી

બોઝના પ્રમુખપદે ટોકિયોમાં હિન્દીઓની પરિષદ ભરાઇ અને પરિષદે સર્વાનુમતે આખા પૂર્વ એશિયામાં 'હિન્દી સ્વાતંત્ર સંઘ–' ઈન્ડિયન ઈન્ડીપેન્ડન્સ લીગ' સ્થાપવાનો, નિર્ણય કર્યો. એના પ્રમુખ તરીકે શ્રી. રાસબિહારી બોઝની વરણી કરી અને ચાર સભ્યોની આંદોલન ઉપાડવા માટેની 'કાઉન્સીલ ઓફ એક્સન–કારોબારી સમિતિ નીમી. હિન્દી સ્વાતંત્ર્ય સંઘના ઉદ્દેશની ઉદ્‌ઘોષણા કરાઈ કે પૂર્વ એશિયાના હિન્દીઓમાં આઝાદીના આંદોલન ઉપાડવાને આ સમય અનુકૂળ છે અને એ આંદોલનોનું ધ્યેય 'પરદેશીઓના વર્ચસ્વ, દરમ્યાનગિરી કે કોઇપણ પ્રકારના અંકુશથી મુક્ત એવી હિન્દી આઝાદી રહેશે. હિન્દ પરનું લશ્કરી આક્રમણ હિન્દી આઝાદ સેના જ કરશે અને તે સેનાનું નેતૃત્વ હિન્દી અફસરોને હસ્તક રહેશે. અને હિન્દનું ભાવી બંધારણ ઘડવાનું કામ હિન્દી પ્રજાના પ્રતિનિધિઓ જ કરશે.'

ડગલે ને પગલે અપમાન અને અન્યાયની ઠોકરો ખાધેલી હોવાથી એની પ્રતિક્રિયા રૂપ હિન્દીઓમાં સ્વાભિમાનના અંકુરો ફુટવા લાગ્યા. પરિષદે સર્વ હિન્દીઓને વીરતાપૂર્વક પથ પ્રદર્શન કર્યું. નિરાશામાંથી આશા તરફ અને અંધકારમાંથી પ્રકાશ તરફ આગેકૂચ કરવાનો સંકેત કરી એણે હિન્દીઓને મૃત્યુમાંથી જીવન તરફ આગળ વધવાની પ્રેરણા આપી એટલું જ નહીં, પરંતુ ગુલામીમાંથી આઝાદ થવાનો માર્ગ દેખાડયો.

પુરાણા ક્રાંતિકારી અને વિપ્લવાદી શ્રી. રાસબિહારી બોઝ પોતાની વૃદ્ધાવસ્થા અને નાદુરસ્ત તબિયત હોવા છતાં ય ફાળો ઉઘરાવવાના, રાષ્ટ્રીય લશ્કર ઉભુ કરવાના અને રંગરૂટોની ભરતી કરવાના તેમજ રાષ્ટ્રીય લશ્કર માટે તરુણ હિન્દી સ્વયંસેવકોને તાલીમ આપવાના કામમાં ગુંથાઈ ગયા.

હિન્દી સ્વાતંત્ર્ય સંઘની શાખાઓ પૂર્વ એશિયામાં સર્વત્ર

ઠેર ઠેર સ્થપાઈ ગઈ, કેપ્ટન મોહનસિંગની સરદારી હેઠળ હિન્દી રાષ્ટ્રીય સૈન્યને સંગઠિત કરવાનો આરંભ થયો અને મલાયાના હિન્દી નાગરિકો એ ઉત્સાહથી સૈનિકો પૂરા પાડવા માંડયા. સ્વાસ્થ્ય, સમાજ સેવા, ડાક્ટરી સહાનતા, રાજનૈતિક સંગઠન વગેરે માટે કેટલીક સમિતિઓ નીમાઈ. આઝાદ હિન્દ સંગઠનની વગેરે માટે કેટલીક સમિતિઓ નિમાઈ. આઝાદ હિન્દ સંઘની પ્રવૃત્તિઓને સુગંઠિત કરી હિન્દીઓનાં જીવન ફુંકવાનું આ સમિતિઓનું મુખ્ય કામ હતું.

પરંતુ જાપાની આક્રમણના એ મધ્યાન્હ કાળમાં જાપાનીઓની દાનત સાફ હોવા વિષે બધાને શંકા આવવા લાગી. જાપાની સૈન્ય અને સરકાર તેમજ આઝાદ સંઘ વચ્ચે સંપર્ક સ્થાપવા માટે નિમાયેલા ઇવાકુરો કિકાન નામના જાપાની અમલદારની ભેદ–નીતિ તેમજ દરમ્યાનગીરીથી આઝાદ હિન્દ સંઘને પુષ્કળ અસંતોષ રહેવા લાગ્યો. આઝાદ હિન્દ ફોજને વિકસાવવાની જાપાનની અનિચ્છા પણ દેખાઈ આવી.

હિન્દીઓ જાપાનના વર્તનથી આશંકિત બન્યા. જાપાનીઓ પોતાનો બોલેલો બોલ પાળે છે કે નહીં એ નક્કીપણું જાણવા–સમજવા હરેક હિન્દી ઊંચો નીચો થવા લાગ્યો.

આમ શંકા—કુશંકામાં કાળ નિર્ગમન પસાર થતાં દિવસોમાં એક રાત્રે બર્લીન રેડિયોએ શ્રી સુભાષ બોઝ જર્મનીમાં છે એવી જગતને જાહેરાત કરી, રેડિયો સેટ પર કાન દઈને બેઠેલાં અનેક માનવીઓએ શ્રી સુભાષબાબુને બોલતાં સાંભળ્યા કેઃ—

"પૂર્વમાં બ્રિટિશ સામ્રાજ્યના સૂર્યનો અસ્ત થયો છે અને હિન્દની સ્વતંત્રતાની પૂર્ણિમાનો ચંદ્ર ઉગી રહ્યો છે. ૧૮૫૭ માં હિંદની સ્વતંત્રતા માટેનું યુદ્ધ થયું હતું. આજે ૧૯૪૨ માં અંતિમ યુદ્ધ

ખેલાવાનું છે. કમર કસો, હિન્દની રાષ્ટ્રીય મુક્તિની વેળા તમારી સામે આવી પહોંચી છે.

સ્વતંત્ર હિન્દ સ્વતંત્રતા માટે લડીને સર્જવાનું છે."

બર્લીનમાં બંગાળનો સિંહ જઈ પહોંચ્યો છે એ સાંભળીને હતાશ થયેલો હરેક હિન્દી હરખમાં આવી ગયો અને શ્રી સુભાષબાબુ ક્યારે પોતાની વચ્ચે આવીને રહે એની ઉગ્રતાથી કાકપ્રતિક્ષા કરવા લાગ્યો.

: ૩ :

વિશ્વના પટ પર રૂધિરની રંગોળી પુરાઈ રહી છે. માનવતા હીજરાઈ રહી છે. સર્વત્ર આહ–આંસુ અને અવદશાનો અઘોર ઇતિહાસ અંકાઈ રહ્યો છે. વિશ્વયુદ્ધના કાળામૂખા તાંડવ–નૃત્યે જગતની શાંતિ ભરખી લીધી છે.

આર્યાવર્તને ય અશાંતિના અકળાવતા અંધકારે આવરી લીધું હોવાથી સર્વત્ર અનિશ્ચિતતા, રૂંધન અને બંધનની આંધી પ્રસરી રહી હતી.

એ અંધકારને ઉલેચી અજવાળા પાથરવાને અખિલ હિન્દ મહાસભાનું ખાસ અધિવેશન મુંબઈમાં મળે છે અને મહાસભાના કાર્ય-વાહક મંડળે પૂર્ણ સ્વરાજ્ય ન મળે તો સત્યાગ્રહ આદરવાની સુચના આપતા કરેલા ઠરાવ પ્રત્યે આમજનતાની અનુમતી મેળવવાનો યત્ન થાય છે. પોતાનાથી જુદા જનમતથી મુંઝાયેલી વિદેશી સરકાર એ ઠરાવની કેટલીક છૂટીછવાઈ કાચી નોંધો અને ગાંધીજીએ ઘડેલા ઠરાવનો કાચો ખરડો અખિલ હિન્દ મહાસભા સમિતિની કચેરીમાંથી જપ્ત કરીને પ્રગટ કરે છે.

હિન્દી સરકારના આ પગલાને મહાત્માજી, પંડિત જવાહરલાલ

નેહરૂ અને આચાર્ય કૃપલાની અત્રટિત ઠરાવે છે, 'તણુખાના મેરૂ'ની ઉપમા આપે છે અને મહાસભા જેવી કાયદેસર અને પ્રતિષ્ઠિત સંસ્થા પ્રત્યે આવી વલણુ દાખવવી જોઈતી નહોતી એવો અભિપ્રાય ઉચ્ચારે છે. સાથોસાથ 'બ્રિટન શાહિવાદ નહીં છોડે તો આફત વહોરશે' એવી આગાહી પણ તેઓ ભાખે છે.

એ ઐતિહાસિક ઑગષ્ટની આઠમી તારીખે અખિલ હિન્દ મહાસભાના મુંબઈ અધિવેશને 'હિન્દને સર્વ સત્તા સોંપી દેવાનો' પ્રસ્તાવ પસાર કર્યો. 'હઠી જાઓ હિન્દમાંથી' ના મહાત્મા ગાંધીજીના નાદથી દેશમાં એક નવી લહર પેદા થઈ હતી. એ પર મહાસભાએ પોતાની અનુમતીની મહોર મારી દીધી.

અધિવેશનની રાતે જ મહાત્માજી, રાષ્ટ્રપતિ, સરદાર અને જવાહરલાલ નેહરૂ સમેત મહાસભાની કાર્યવાહક સમિતિના સર્વ સભ્યો અને અન્ય અગ્રગણ્ય નેતાઓ કૃષ્ણ જન્મવાસ નિવાસી થયા.

એકાએક આગેવાનોની ગિરફતારી થવાના સમાચાર પ્રસરતા જ દેશભરમાં ઉગ્ર આંદોલનો ગતિમાન થયા. 'કરેંગે યા મરેંગા'ના ગાંધીજીના આદેશને મૂળ મંત્ર તરીકે અપનાવી સારોયે દેશ ક્રાંતિની દિવ્ય પતાકા લઈ ઉઠીને ઉભો થઈ ગયો. સર્વત્ર વ્યવહાર ખોરવાઈ ગયો, જાનમાલની પુષ્કળ ખુવારી થઈ અને સરકારી દમન ચાલુ થયું. અખબારો પર કડક અંકુશ મુકાયા. ઠેરઠેર ધરપકડો, સજાઓ અને ગિરફતારીઓનું કાર્ય કડકપણે આગળ ધપે છે. હિન્દભરમાં અશાંતિનું મોજુ ફરી વળે છે—કમકમાટી ઉપજાવે એવી પરિસ્થિતિ ચોમેર જામી રહે છે.

હિન્દમાં વિરાટક્રાંતિ થઈ રહ્યાંનાં સમાચારથી મલાયાના હિન્દીઓની રગોમાં પેદા થયેલું નવું ખૂન વિશેષ વેગથી વહેવા માંડ્યું. બન્ને પ્રયત્નોમાં બાહ્ય દ્રષ્ટિએ તેમજ સંગઠનની આંતરિક દ્રષ્ટિએ પણ

એવો કોઈ મેળ ન હોવા છતાં ય પણ આંતરિક ભાવના એક જ હતી અને એક જ હતો એનો ધ્યેય–'અંગ્રેજોને હિન્દમાંથી હાંકી કાઢી પોતાના દેશને બહારનાઓના હસ્તક્ષેપ, નિયંત્રણ અને પ્રભાવથી સર્વથા રહિત સંપૂર્ણ સ્વતંત્ર કરવો.'

મલાયામાં વિપ્લવનું કાર્ય બમણા જોરથી ચાલવા લાગ્યું. આઝાદ હિન્દ સંઘના સભ્યોની સંખ્યા સવા લાખ અને શાખા–સભાઓની સંખ્યા ચાલીસ સુધી પહોંચી ગઈ. છપ્પન હજાર યુદ્ધકેદી બનેલા સૈનિકોમાંથી પચાસ હજાર આઝાદ હિંદ ફોજમાં ભરતી થઈ ગયા. દિન-પ્રતિદિન શક્તિ વધવા લાગી અને સંગઠન મજબૂત બનવા લાગ્યું.

હિન્દીઓમાં બલિદાન આપવાની જે તડપ તડપી રહી હતી અને આઝાદી હાંસલ કરવા માટે જે બલિદાનો આપવા પડે તે ઉપરછલ્લાં નહિ પણ અંતરપ્રેરિત છે એવું જોઈ જાપાનીઓના કાન ઊંચા થઈ ગયા. એમણે હિન્દીઓની પ્રવૃત્તિઓને સંદેહ અને આશંકાથી જોવા માંડી. જાપાની લશ્કરના વડા મથક અને મલાયાની પ્રજા વચ્ચે સંપર્ક સાધવાના ખાતા વચ્ચે અથડામણો થવા લાગી. એ ખાતાનો વડો જાપાની અફસર ઈવાકુરો કીકાન આઝાદ હિન્દ સંઘ જાપાન ખાતર જાપાની લશ્કરી અફસરોની હાથ નીચે રહી લડે એમ ઇચ્છતો હતો; પરંતુ આઝાદ હિન્દની યુદ્ધ–સમિતિએ એના હાથમાં પુતળા બનવાનો સાફ ઈન્કાર સંભળાવી દીધો. જે સ્વાભિમાન અને સ્વદેશા-ભિમાનની ભાવનાથી પ્રેરિત થઈ હિન્દીઓ આ કાર્યમાં પ્રવૃત્ત થયા હતા, એને આંચ આવવા દેવી એ એમનાથી સહન ન થયું.

જાપાન પણ ગાંજ્યું જાય એવું ન હતું. પેનાંગની 'સ્વરાજ્ય સભા'માં ચારે દિશાથી આવી યુવકો રાષ્ટ્રીયસેનાના ભિન્ન ભિન્ન કાર્યોનું શિક્ષણ લઈ રહ્યાં હતા. એક રાત્રે જાપાની સૈનિક અફસર ઈવાકુરો કિકાન કેટલાંક લશ્કરી અમલદારો સાથે 'સ્વરાજ્ય સભા'માં આવી

પહોંચ્યો અને થોડાંક હુશિયાર યુવકોને પોતાની સાથે લઈ ગયો; અને એમને સબમરીનમાં બંધ કરીને હિન્દમાં મોકલી આપ્યા. આ બનાવને શ્રી રાસબિહારી બોઝ અને આઝાદ હિન્દ સંઘની યુદ્ધ–સમિતિના સભ્યોએ સહન ન કર્યો. આગેવાનો સ્વરાજ્ય સભાને બંધ કરી દેવાને તૈયાર થઈ ગયા; એટલું જ નહીં પરંતુ તેમણે રાજીનામા આપવાની પણ ધમકી ધરી. શ્રી રાસબિહારી બોઝને જાપાની અફસર તરફથી કહેવામાં આવ્યું કે 'તેમણે જાપાનીઓને ખીજવવા સારા નથી.' શ્રી રાસબિહારીએ એ કહેણના ઉત્તરમાં સાફ શબ્દોમાં જણાવી દીધું કે 'તમે અમારા પ્રાણ તો લઈ શકો છો પરંતુ અમે જાપાનીઓના માટે કોઈપણ કાળે જાસુસો પેદા કરી શકીશું નહીં. અમારી ઈચ્છા વિરૂદ્ધ કોઈપણ હિન્દીને જાપાની સેનાના કામ માટે લઈ શકાશે નહીં.'

આવી ઘટનાઓ ફરીથી નહીં બને એની ખાત્રી જાપાની સરકાર ન આપે ત્યાં સુધી આઝાદ હિન્દ સંઘને વિખેરી નાખવાની શ્રી રાસબિહારી ઘોષે ઘોષણા કરી; અને એના પરિણામ સ્વરૂપ પોતે જ પોતાના મકાનમાં પેનાંગમાં એક પ્રકારે નજરબંદી થઈ ગયા. એમને મળવા જવાની પણ કોઈને તક પણ આપવામાં આવી નહીં. એમને મારી નાખવાની ધમકીઓ પણ આપવામાં આવી.

આમ અથડામણો ચાલી રહી હતી ત્યાં વળી એક વિકટ સમસ્યા ઉભી થઈ. જાપાનીઓ આઝાદ હિન્દ ફોજના સૈનિકોને બર્માના મોરચા પર લઈ જવા તૈયાર થયા. એક જંગી જહાજ એમને લેવાને પણ આવી ગયું. પરંતુ આઝાદ હિન્દ સંઘની યુદ્ધ–સમિતિએ રાત દિવસ મળીને વિચાર કરી પોતાના સૈનિકોને મોકલવાનો સાફ ઈન્કાર સંભળાવી દીધો.

મામલો કટોકટીએ તો તા. ૬ઠી ડીસેમ્બરે જઈ પહોંચ્યો. જાપાનીઓએ આઝાદ હિન્દ સંઘની કાર્યવાહક સમિતિને પૂછ્યા–ગાછ્યા વિના આઝાદ હિન્દ ફોજના કર્નલ ગિલનને બ્રિટિશ જાસુસ હોવાના સંદેહ

પર ગિરફ્તાર કર્યા. જાપાનીઓના આ કર્તવ્યનો તીવ્ર વિરોધ કરવામાં આવ્યો અને યુદ્ધ-સમિતિના સર્વ સભ્યોએ રાજીનામા આપી દીધા. શ્રી રાસબિહારી બોઝે આઝાદ હિન્દ સંઘની શાખાઓને પોતાનું કાર્ય જારી રાખવાની સલાહ દીધી; અને પોતે ટોકિયો સાથે સીધી વાત કરવાને અને વડાપ્રધાન ટોજોને મળવા જવાને ત્યાં જવાને યત્ન કરવા શરૂ કર્યા.

ઇવાકુરોએ આઝાદ હિન્દ સંઘને નબળો પાડવા માટે હરીફ સંસ્થાઓ ઉભી કરવા માંડી અને એની વિરૂદ્ધમાં પુષ્કળ પ્રચાર કરવા માંડયો. એણે ગુપ્તપણે યુવક પ્રવૃત્તિ શરૂ કરી અને આઝાદ હિન્દ સંઘના સભ્યો પર કાદવો ઉડાડવા માંડયો.

આઝાદ હિન્દ ફોજ આઝાદ હિન્દ સંઘને આધીન હતી, છતાં ય કેપ્ટન મોહનસિંગે જાપાનીઓ સાથે સખ્તાઇથી કામ લેવાનું જ નહીં પરંતુ બીજા ઘણાંયે કામો પોતાની જવાબદારીથી કરવા શરૂ કરી દીધા. જાપાનીઓએ બેંગકોક સંમેલનનાં પ્રસ્તાવોને અમલી ન બનાવ્યા એ એની ફરીયાદ હતી. એની એવી માગણી હતી કે આઝાદ હિન્દ ફોજની સાથે મિત્ર ફોજના જેવો જ બરોબરીનો વ્યવહાર હોવો જોઇએ. એ એમ ઇચ્છતો હતો કે જે ફોજોથી જાપાન કામ લઇ રહ્યું હતું, એ આઝાદ હિન્દ ફોજને આધીન જ રહેવી જોઇએ.

આ પ્રવૃત્તિઓના કારણે કેપ્ટન મોહનસિંગને જાપાનીઓએ ગિરફતાર કર્યા. કેપ્ટન મોહનસિંગે પોતાની ધરપકડ થતાં જ આઝાદ હિન્દ ફોજને વિખેરી નાખી.

આવા કટોકટીના સમયમાં હિન્દીઓ હતાશ થઇ કિંકર્તવ્ય બની ગયા હતા ત્યાં ટોકિયો રેડિયોએ ખબર આપ્યા કે " મહાન ક્રાંતિકારી નેતા શ્રી સુભાષબાબુ પોતાની સાથે શ્રી હસન નામના એક મુસ્લીમ નવયુવકને લઇને ટોકિયોમાં આવી પહોંચ્યા છે. "

નિરાશામાં ઝોકા ખાતા હિન્દીઓમાં આ ખબરથી નવો પ્રાણ આવ્યો અને આઝાદીના અંકુરો પુનઃ ફૂટવા લાગ્યા.

અને બીજા જ દિવસે પોતાના દેશબન્ધુઓને સંબોધિત પ્રવચન ટોકિયો રેડિયો દ્વારા મલાયામાં રહેતા હિન્દીઓના સાંભળવામાં આવ્યું. શ્રી સુભાષચંદ્ર બોઝ પૂર્વ એશિયામાંના હિન્દીઓને સંગઠિત થવાની હાકલ કરતા સંભળાયાઃ—

"છેલ્લા મહાયુદ્ધમાં અંગ્રેજ રાજનીતિજ્ઞોએ આપણને અને આપણા નેતાઓને છેતર્યા હતા. અને એથી ૧૯૨૦ માં આપણે એ નિશ્ચય કરી લીધો હતો કે ભવિષ્યમાં આપણે એમના પર જરાકે ભરોંસો નહીં રાખીએ. વર્ષો સુધીના સંઘર્ષણો અને પ્રતીક્ષા પછી સ્વતંત્રતાનો સૂર્યોદય હવે થવા લાગ્યો છે. બલિદાનથી પ્રાપ્ત કરેલી સ્વતંત્રતાનું આપણે રક્ષણ કરી શકીશું. તલવારનો મુકાબલો તલવારથી જ કરવો જોઈએ. કઠોર અગ્નિ–પરીક્ષા પછી જ આપણે સ્વતંત્રતાના હક્કદાર બની શકીશું."

આ આકાશ વાણીની જાદુઈ અસર થઈ અને એ જોતજોતામાં વિજળીની જેમ સર્વત્ર પ્રસરી ગઈ.

: ૪ :

પૂર્વ એશિયાના સિંહદ્વાર સમા શ્યોનાન–સિંગાપુરમાં આજે આનંદના ઓઘ ઉમટી રહ્યાં છે. ઉત્સાહ ને ઉમંગે; પ્રેમ ને આદર; અને શ્રદ્ધા ને ભક્તિની અજબ લહરો હિલોળા લઈ રહી છે. શહેરના નાના મોટા સર્વ ઘરબાર અને મકાન–ઈમારતો પર ત્રિરંગી રાષ્ટ્રધ્વજો ફડફડ અવાજ કરતાં ફરકી રહ્યાં છે. ઠેર ઠેર આસોપાલવના તરિયા તોરણો બાંધેલાં નજરે પડે છે. શ્યોનાન–સિંગાપુરની શકલ આજે સર્વાંગે ફરી ગઈ હતી. આજે જાણે એના આંગણે કોઈ અપૂર્વ મહોત્સવ ભારે ધામધૂમથી ઉજવાઈ રહ્યો હતો.

ઇશુનીએ ૧૯૪૩ ની સાલના જુલાઈ મહિનાની ૨જી તારીખનો ઐતિહાસિક દિન હતો. જાપાન સાથેની જબ્બર અથડામણો અને માથાઝીંકમાંથી ઝરેલાં તણખા; પ્રસરી રહેલાં ઊંડા અવિશ્વાસના મોજાં અને ઝઝૂમી રહેલાં ભયના ભીષણ વાદળાઓ જાણે આજે આઝાદીનો અર્ક ઉદય થતાં–સ્વાતંત્ર્યની સુગંધી–ખુશનુમા વાયરો વાતા એકાએક વિખરાઈ રહ્યાં હતા.

અહરાજ ગગને ગમન કરતાં જ અન્યાયના અંકુશો અળગા થાય છે તેમ સ્વાતંત્ર્ય–વીર સુભાષચંદ્ર બોઝના સિંગાપુરની ધરતી પર આજે

પગલા માંડવાના એવા સમાચાર પ્રસરતા જ જનતાના દુઃખસંતાપ દૂર થયા છે. આજે આગમન થવાનું હતું અને એથી જ બડી બડી ઉમેદોથી પોતાના પ્યારા નેતાજીના દર્શન માટે લાલાયિત થઈ રહેલી જનતાની ભીડથી સિંગાપુરના પહોળા અને વિશાળ રાજમાર્ગો ખદ-બદી રહ્યાં હતાં. કીડિયાળા ઉભરાયા હોય એવી એ ધોરી રાસ્તાઓ પર માનવીઓની અવરજવર હતી. આબાલ–વૃદ્ધ સર્વના આનંદ અને ઉત્સાહનો પાર નહોતો. જન–સમુદ્ર જોરથી ઉછળી રહ્યો હતો. કેવળ હિન્દીઓ જ નહીં, પણ ચીની, જાપાની અને મલાયાવાસીઓ ય આ મહોત્સવ અંતઃકરણના ઉમળકાથી માણી રહ્યાં હતા. કટોકટીના ખરા વખતે નેતાજીને પોતાની વચ્ચે આવીને ઊભા રહેતા જાણી હિન્દીઓની છાતી ગર્વથી ફૂલીફાલી રહી હતી. એમના ગર્વીલા માથા એથી જ આજે અધિકાધિક ઊંચા થઈ રહ્યાં હતા; એમના સ્વાભિમાનનો પારો ઊંચો ને ઊંચો ચઢી રહ્યો હતો.

આખરે આગમનની એ ઇચ્છીત ઘડી આવી પહોંચી. 'સુભાષ બાબુકી જય', 'આઝાદ હિન્દકી જય' અને 'ઇન્કિલાબ ઝિન્દાબાદ' ની ગગનભેદી ઉદ્‌ઘોષણાઓ સંભળાવા લાગી અને વિદ્યુતના વેગીલા ચમકારાની જેમ વિશાળ સ્કંધો પર સ્વાભિમાન ભર્યો સુંદર ચહેરો; સ્વદેશાભિમાનથી ફૂલતી પહોળી છાતી અને મુકમ્મિલ આઝાદીના અર-માનથી ઝૂલતું ગર્વીલું માથું માનવ–સાગરનાં ઉછળતા મોજા ઉપર જોવામાં આવતા જ જનતા જાણે હર્ષઘેલી થઈ ગઈ.

દેવતાઓને ય ઈર્ષ્યા આવે એવું એ અદ્‌ભૂત, અપ્રતિમ ભવ્ય અને દુર્લભ દ્રષ્ય હતું.

સત્કાર સમારંભની સમાપ્તિ થતાં જ પ્રવાસના શ્રમની જરા જેટલીયે પરવાહ કર્યાં સિવાય શ્રી સુભાષબાબુએ સ્થાનિક કાર્યકરોની મુલાકાત લીધી; વિખેરાઈ ગયેલી ફોજના આગેવાનોને મળ્યા અને

હોંગકોંગ, થાઈલેન્ડ, બર્મા, બોર્નિયો વગેરે દૂર દેશના સંઘોના સૂત્ર સંચાલકોનો સંપર્ક સાધ્યો અને પ્રવર્તી રહેલી પરિસ્થિતિથી પોતે સુપરિચિત થયા.

બીજે જ દિવસે મહાત્મા ગાંધી અને ત્રિરંગી રાષ્ટ્રીયધ્વજ લઈને ઉભેલાં હિન્દમાતાના વિશાળ, સુંદર, આકર્ષક અને ભવ્ય ચિત્ર–પ્રતિમાથી સુશોભિત વિરાટ મંડપમાં પૂર્વએશિયાના સર્વ દેશોના પ્રતિનિધિઓની પરિષદ બ્રિટને તેમના ભાગ્ય પર છોડી દીધેલાં પૂર્વ એશિયામાં વસતા લાખો હિન્દીઓને રક્ષણ આપવા, તેમની સહિસલામતી સાચવવા અને વેરણ છેરણ થઈ ગયેલી શક્તિઓને સંગઠિત કરવાના ઉપાય યોજવાને વૃદ્ધ ક્રાંતિકારી શ્રી રાસબિહારી બોઝના પ્રમુખપદે મળી. પ્રમુખપદેથી પ્રારંભિક પ્રવચન થઈ રહ્યાં પછી શ્રી સુભાષબાબુએ સંભાષણ કર્યું. એમની વાણીમાં કોઈ જાતની બનાવટ નહોતી, પણ જાદુ તો અવશ્ય હતો. ભાવાવેશમાં હાથપગ ઉછાળવાની આદત ન હોવા છતાંય એમના શબ્દ શ્રોતાઓના હૃદયમાં સોંસરા પેસી જઈને સીધી અસર કરતા હતા. ત્યાગ, તપસ્યા અને બલિદાનની જે સાધના પર એમણે સારૂંયે જીવન તપાવ્યું હતું. એની પ્રેરણા એમના ભાષણના એકેએક શબ્દમાં ભારોભાર સમાઈ હતી. અને એથી જ એમના શબ્દોમાં સ્વાભાવિક તેજ, ઓજ અને વિર્ય ભર્યા હતા. ગંગાની સીધી, સરળ અને સ્વચ્છ ધારાની જેમ એમના વક્તવ્યની ધારા અસ્ખલિત પ્રવાહે વહી રહી હતી. એમના એ જાહેર ભાષણમાં યુક્તિ અને તર્કનું તો એટલું બધું જોર હતું કે એમનો કટ્ટરમાં કટ્ટર વિરોધી પણ સહજ જ એમના પ્રત્યે આકર્ષિત થઈ જતો હતો. પરિષદમાં પ્રવચન સાંભળતો પ્રત્યેક શ્રોતા જાણે એમજ સમજી રહ્યો હતો કે નેતાજી તેની પોતાની સાથે જ–તેને પોતાને જ ઉદ્દેશીને સર્વ કંઈ કહી રહ્યાં હતા. એકેએક બોલ–શબ્દ સ્પષ્ટ સંભળાઈ રહ્યો હતો કેઃ—

" મિત્રો ! સ્વતંત્રતાપ્રિય પ્રત્યેક હિન્દી માટે કામ કરી છૂટવાનો

મોકો આવી પહોંચ્યો છે. યુદ્ધનો આ બહુ જ નાજુક-કટોકટીનો સમય છે. કર્તવ્ય-કર્મ આપણને હલાવી હલાવીને સામરિક અનુશાસન સ્થાપિત કરવાનો આદેશ આપી રહેલ છે. યુદ્ધ આપણી સામે જ આવી રહ્યું છે, અને એથી જ હું તમારા સર્વ પાસેથી એક જ આશા રાખી રહ્યો છું કે તમે સર્વ સંગઠિત થઈને-એક જ સૂત્રે બંધાઈને એ ભીષણ સંગ્રામ માટે તત્પર તૈયાર થઈ જાઓ.

મેં કંઈવાર એ સ્પષ્ટ કર્યું છે કે ૧૯૪૧ ની સાલમાં જ્યારે હું એક અત્યંત મહત્વપૂર્ણ લક્ષ્યની પૂર્તિ માટે હિન્દમાંથી બહાર નિકળ્યો હતો, ત્યારે મેં અગ્રગણ્ય દેશવાસિઓની ઈચ્છાને અનુકૂળ જ આ પગ ઉપાડયાં હતા અને આજ તક સુધી જાસુસોનો સખ્ત જાપ્તો અને કડક નજર હોવા છતાં ય હિન્દમાં રહેલાં આપણા દેશવાસિઓ સાથેનો સંપર્ક જારી રાખવામાં હું સફળ રહ્યો છું.

હિન્દની બહાર રહેતા દેશભક્તો હિન્દમાં જ રહીને સ્વાતંત્ર્ય-સંગ્રામ ખેલી રહેલાં ભાઈઓના સાચા સંરક્ષકો છે. હું તમને એકવાર ફરીને ખાત્રી આપું છું કે આજદિન સુધી અમે જે કંઈ કર્યું છે અને ભવિષ્યમાં પણ કરીશું, એનો આશય કેવળ હિન્દની સ્વાધિનતા છે અને ભવિષ્યમાં પણ રહેશે. હિન્દ માટે જે અહિતકર હશે અગર તો હિન્દી જનતાની પ્રકટ ઈચ્છાઓની પ્રતિકૂળ હશે એવું કંઈપણ કરવાને અમે જરા જેટલો ય પગ ઉપાડીશું નહીં.

આપણી સમસ્ત શક્તિઓને પૂર્ણતયા સંગ્રહીત કરવા માટે હું આઝાદ હિન્દની એક અસ્થાયી હુકુમત સ્થાપિત કરવા ઈચ્છું છું. આપણા બલિદાનની શક્તિથી સ્વતંત્રતા પ્રાપ્ત કરી લીધા પછી આપણામાં એવું બળ આવશે કે આપણે આપણી સ્વાધીનતા-સ્વતંત્રતાને સર્વદાને માટે સુરક્ષિત રાખી શકશું. અંતિમ વિજય આપણો છે, છતાં ય હું તમને એક ચેતવણી આપવા માગું છું કે આપણા શત્રુ અત્યંત બળ-

વાન તથા શક્તિશાળી છે એટલે આપણે અસ્થાયી પરાજયોના માટે સર્વદા તૈયાર થઈ રહેવું જોઈશે. આપણી સામે એક ભીષણ અને લાંબો સંગ્રામ છે. શત્રુ ઘાતકથી ઘાતક શસ્ત્રોના પ્રયોગ કરવાને પણ ચૂકશે નહીં. સ્વાધીનતાના આ અંતિમ યુદ્ધમાં તમારે ભૂખ, તરસ, ભયંકર દોડધામ અને મૃત્યુનો પણ સામનો કરવો પડશે. મને આશા છે કે તમે તમારા દેશવાસિઓના સ્થાયી સુખની ખાતર અસ્થાયી સાંસારિક દુઃખોની યે પરવાહ કરશો નહીં."

પ્રભાવોત્પાદક પ્રવચન પુરૂં થયું એટલે શ્રી રાસબિહારી બોઝે પૂર્વ એશિયામાંના હિન્દી સ્વાતંત્ર્ય સંઘ–ઈન્ડિયન ઈન્ડિપેન્ડન્સ લીગના પ્રમુખ તરીકેનો તાજ અભિમાનપૂર્વક લેવા શ્રી સુભાષચંદ્ર બોઝને આમંત્રણ આપ્યું.

લોકોના હર્ષનાદ વચ્ચે શ્રી સુભાષચંદ્ર બોઝે અર્પવામાં આવેલી પ્રમુખ તરીકે ગંભીર જવાબદારીનો સ્વીકાર કર્યો; અને તેમણે શ્રી રાસબિહારી બોઝને હિન્દી સ્વાતંત્ર્ય સંઘના વરિષ્ઠ સલાહકાર નીમ્યા.

પૂર્વ એશિયામાંના હિન્દીઓએ પોતાના નવા નેતાને અપૂર્વ ઉત્સાહ સાથે આવકાર આપ્યો એટલું જ નહિ પરંતુ એમને 'નેતાજી' નો ઈલ્કાબ પણ એનાયત કર્યો.

હિન્દી સ્વાતંત્ર્ય સંઘનું સૂત્ર સંચાલન હાથમાં લીધા પછી શ્રી સુભાષચંદ્ર બોઝે ફોજની પુનર્વ્યવસ્થા કરી અને એમના પ્રતાપી વ્યક્તિત્વને લીધે હિન્દી–જાપાની સંઘર્ષ શમ્યો ને માર્ગ મોકળો થયો. હિન્દીઓમાં નવો ઉત્સાહ વ્યાપ્યો, અને ઘણા સૈનિકો ફોજને આવી મળ્યા; નાણાનો વરસાદ વરસવા લાગ્યો અને સૈનિકો તથા અફસરોને તાલીમ આપવા માટે કેન્દ્રોની પણ વ્યવસ્થા થઈ ગઈ. એમનું વ્યક્તિત્વ પ્રતાપી અને ધ્યેય સ્પષ્ટ હતું. એમણે ધાર્યું કરાવ્યું અને સર્વત્ર માર્ગ મુકાવ્યો.

: ૫ :

વિદ્યાર્થી જીવનના એ સુન્હેરી દિવસો હતા કે જ્યારે ન તો તનની કે મનની સુધ પણ હતી. સારીયે આશાઓ, અપાર ઉમંગો અને અકાટ્ય અરમાનો સ્વચ્છંદતા પૂર્વક ભાવુકતાની પાંખ પર ચઢીને ત્યારે અહોરાત ઉડાઉડ કરી રહ્યાં હતાં.

પરંતુ સમયના વહવા સાથે ભાવનાઓની ગતિમાં યે પારાવાર પરિવર્તન થવા પામ્યું અને એક દિન એ ઉમંગો, અરમાનો અને આશાઓ હૃદયના એકાંત ભાગમાં એકાએક ઉમટવા લાગ્યા અને મસ્તિષ્ક એના સંઘર્ષ અનુભવો કરવા લાગ્યું.

મદ્રાસમાં જે કુટુંબ એટલું બધું પ્રતિષ્ઠિત અને માન્ય હતું, એ કુટુંબની એક વ્યક્તિ કે જેના પર મિત્રો અને પરિચિતો સિવાય બિરાદરોની પણ આશા હોય, એ ભલા કયાં સુધી પોતાનું કર્તવ્ય ન વિચારે ! ‘ ચાલો દેશનું ય કંઈક ભલું થશે અને ઘરની જમા કરેલી પૂંજી બેઠા બેઠા ખાધા કરીને કમી કરવાનું કલંક વહોરવું નહીં પડે ’ એવા ખ્યાલથી મદ્રાસમાં માયાળુ માત અને વ્હાલસોયા ભાઈબહેનોને મુકી દઈને ડૉ. લક્ષ્મી સિંગાપુર આવી હતી; અને ડાકટરી પ્રેકટીશ શરૂ કરી હતી.

જોતજોતામાં ડૉ. લક્ષ્મીની પ્રેક્ટીસ જામી ગઈ; અને જનતામાં પણ સારી રીતે જાહેર થઈ ગઈ. દેશ બન્ધુઓના ગાઢ સંપર્કમાં આવવાને એ એક કલબની સભ્ય પણ બની. થોડાં જ દિવસો સિંગાપુરમાં આવીને રહી કે તુરત જ એ સ્થાનિક સાર્વજનિક કામોમાં છૂટથી ભાગ લેવા લાગી.

આકાશમાંથી આગ વરસાવતા બોમ્બો ઉડતા આવીને સિંગાપુર પર પડ્યા અને એની સુંદર સકલને બદસુરત કરી નાખી. જાપાન ચોંપથી સિંગાપુર પર ચઢી આવ્યું અને અત્યાર સુધી તુમાખી અને તોરમાં રહેતા બ્રિટિશરો જાન બચાવવા નાશભાગ કરવા લાગ્યા. હિન્દી અફસરો અને સૈનિકોને અંગ્રેજોથી અલગ કરીને ફેરારપાર્કમાં લાવવામાં આવ્યા અને ત્યાં અંગ્રેજ અફસર કર્નલ હંટે આખરી આદેશ આપ્યો કે "આપણે સૌ હવે જાપાનીઓની કેદમાં છીએ. હું શહેનશાહની વતી તમને બધાયને જાપાનના પ્રતિનિધિ મેજર ફૂજીવારને સુપ્રત કરું છું. હવે તમે જાપાની સેનાના હાથમાં છો; અને હવે તમારે અમારા હુકમની જેમ તેમના હુકમ માનવા પડશે." આટલું કહી કર્નલ હન્ટે મેજર ફૂજીવારાને કંઈક કાગળપત્ર દીધા અને હિન્દી અફસરો અને સૈનિકોને મેંઢા–બકરાની જેમ જાપાનીઓના હાથમાં સોંપી દીધા.

આ ઘટનાથી હિન્દી સૈનિકો તેમજ નાગરિકોને મર્માન્તક ચોટ લાગી. ભય અને ત્રાસથી સંતપ્ત હિન્દીઓની હાલત બહુ જ બુરી થઈ ગઈ. લોકોએ નાસ–ભાગ શરૂ કરી અને સર્વત્ર અરાજકતા અને અંધાધુંધી ફેલાઈ ગઈ.

ડૉ. લક્ષ્મી આ સર્વ કરૂણ ઘટનાઓ અને પ્રસંગોની મૂક સાક્ષી હતી. એ જોઈ રહી હતી કે વિશ્વ એક ભયંકર ક્રાંતિમાંથી પસાર થઈ રહ્યું હતું. જીવનના વાસ્તવિક તત્ત્વોમાં એક વિક્ષિપ્ત અસંતોષ પ્રવેશ કરી ગયો છે અને એથી સમાજનો સારોયે સંચો પોતાની સમતુલા

ખોઈ બેઠેલ છે. સમતુલનનો અભાવ જેટલો આજે છે એટલો મહા-યુદ્ધ પહેલાં ન હતો અને જો વિશ્વ-પ્રતિક્રિયાની સારી યે ઘટનાઓને એક સૂત્રમાં પરોવી એના નિર્ણયની કસોટી પર કસવામાં આવે તો પરિણામ એ આવશે કે યુદ્ધની પહેલાં પણ સુષુપ્તરૂપમાં આ ઘટનાઓ હતી અને યુદ્ધકાળમાં પણ એનું અસ્તિત્વ હતું. પરંતુ જીવનની ધારા એ સમયે એટલી પ્રશાંત હતી કે એ મંદ લહરો કિંચિન્માત્ર પણ ગતિ મેળવી શકતી ન હતી–એમાં સ્પન્દન અને જાગૃતિની પ્રેરણા યે પ્રવેશ કરી શકતી ન હતી. પરંતુ યુદ્ધે જીવનની સારી યે શાખાને જોરથી હલાવી દીધી હતી. ચેતનાની દૃષ્ટિથી આળસ અને આત્મ-વંચનામાં સુતેલ માનવી પોતાની આંખો ખોલી બેઠો થઈ ગયો હતો; અને વંટોળિયા–આંધી ઉપર બેઠો હતો.

આત્મ–જાગૃતિની આ ડૉ. લક્ષ્મી માટે પ્રથમ ચેતવણી હતી અને એથી એનું જીવન ક્ષિતિજ ચૂંબી જ્વાળાથી આક્રાંત થઈ ગયું. જો એણે પોતે ઇચ્છયું હોત તો એ જરૂર હિન્દુસ્તાનમાં પાછી ફરી શકી હોત; પરંતુ ડરપોક બનીને ભાગી–નાસી જવાના વિચારનો એણે સદંતર ઇન્કાર કર્યો. પ્રવર્તી રહેલી ભયંકર પરિસ્થિતિમાં મલાયામાં રહેતાં ગરીબ હિન્દી ભાઈ-બહેનોને અસહાય અવસ્થામાં છોડી નહીં જવાની એની ઇચ્છા તીવ્ર બની. 'અહીં રહીશ તો જ લોકોની થોડી-ઘણી સેવા કરી શકીશ' એવી મનથી દૃઢ ગાંઠ બાંધીને એ નિર્ભયપણે ત્યાં જ રહી.

જાપાને સિંગાપુરનો કબ્જો કર્યો ત્યારે લોકોની કલ્પના હતી કે ડૉ. લક્ષ્મીને જાપાનીઓ જરૂર ગિરફતાર કરી લેશે. પરંતુ તેવું કંઈ બન્યું નહીં. અને લોકોની એ કલ્પના કોરી નિવડી; એટલું જ બસ નહીં પરંતુ એનું હિન્દી લોકોને સહાય કરવાનું કાર્ય કોઈપણ પ્રકારની રોકટોક વિના જારી જ રહ્યું.

૧૯૪૨ ની સાલમાં હિન્દી સ્વાતંત્ર્ય સંઘની સ્થાપના થઈ ત્યારે એ એમાં જોડાઈ હતી; અને સંઘમાં રહીને એણે પોતાની કાર્યશક્તિ દાખવીને સર્વને દંગ કરી નાખ્યા હતા.

સિંગાપુરના હિન્દી સ્ત્રી સમાજમાં નવચેતનની એણે ફૂંક મારી અને પરિણામે હજારો હિન્દી તરુણીઓ દેશખાતર પ્રાણ અર્પણ કરવાને તૈયાર થઈ. લક્ષ્મી સિંગાપુરના હિન્દી સ્ત્રી સમાજની પ્રવૃત્તિઓ માટે પ્રેરણા અને પ્રાણના પર્યાય રૂપ લેખાવા લાગી હતી.

: ૬ :

સિંગાપુરની સર જમીન પર સુભાષબાબુએ પગલાં માંડતા જ હિન્દીઓની હરેક પ્રકારની હાડમારીઓ હઠી ગઈ હતી. મજબૂત આગેવાનીની સ્થાપના થતાં જ અનેક યાતનાઓનો અંત આવી ગયો હતો અને હિન્દીઓની પરિસ્થિતિ પારાવાર રીતે સુધરવા લાગી હતી. એમની પ્રત્યેક પ્રવૃત્તિમાં વિશેષ વેગ પૂરાયો હતો.

સુભાષબાબુના શુભાગમનને હજી એક સપ્તાહ પણ નહોતું થયું ત્યાં તો હિન્દીઓ કોઈ અજબ કાયા પલટ અનુભવવા લાગ્યા હતા. એમના આત્માને અહોરાત અકળાવી રહેલી ગુલામીની ગોઝારી હવા એ વીર પુરૂષના પનોતા પગલાં થતાં જ વાતાવરણમાંથી એકાએક વિલોપ થઈ ગઈ હતી અને સ્વતંત્રતાનો સુગંધી શીળો સમિર સર્વત્ર સંજીવની લહેરો વહાવીને નવચેતના અને નવજીવન અર્પી રહ્યો હતો. નેતાજીની વીરતા નીતરતી વાણીની વિદ્યુત્ સમી અજબ અસર એમના પર થયેલી નજરે પડતી હતી. ઉજળી આશા, અનેરા વિશ્વાસ અને ભવ્ય ભવિષ્યની અનિર્વચનીય કલ્પના એમના મગજમાં સાકાર સ્વરૂપ જાણે ધારણ કરી રહી હતી. કોઈ નવી જ દુનિયાનું જાણે નિર્માણ થઈ રહ્યું હોય એમ સર્વત્ર પ્રતીત થઈ રહ્યું હતું.

સિંગાપુરના સોહામણા ટાઉનહોલ સામેના એ વિશાળ અને ખુલ્લા મેદાનમાં માનવ–હૈયાં ઠળાઈ રહ્યાં હતાં. 'વન્દેમાતરમ્'ના રાષ્ટ્રીય ગીતના ગંભીર ગુંજારવ અને દશે દિશાઓ ધ્રૂજાવતા 'જય જયકાર' ધ્વનિ સંભળાઈ રહ્યાં હતા.

આજે આઝાદ હિન્દ ફોજ સ્થાપવાની વિધિસરની જાહેરાત જગત સમક્ષ કરવાનો સમારંભ યોજાયો હતો. પૂર્વ એશિયાના હિન્દ સ્વાતંત્ર્ય સંઘના પ્રમુખ તરીકે શ્રી સુભાષબોઝ એ આઝાદ હિન્દ ફોજની સલામી લેવાના હતા.

હજારો હિન્દી સૈનિકોએ હર્ષભેર કૂચ કરી બતાવી અને સુભાષબાબુએ થનગનાટ કરી રહેલા એ સૈનિકોની સ્નેહ અને શૌર્ય ભરી સલામી લીધી.

'હિન્દના મૂક્તિ સંગ્રામના સૈનિકો'નો ગગનભેદી શબ્દોચ્ચાર સંભળાતા જ સર્વત્ર સનસનાટી પ્રસરી ગઈ. ઘૂઘવી રહેલો માનવ–મહાસાગર ઘડીભર થંભી ગયો. સુભાષબાબુએ ઉચ્ચારેલું એ સંબોધન હતું. નેતાજીને સાંભળવાને સૌ કોઈ અધીરા બની ગયા. શાંતિ અને શિસ્ત પૂર્વક સૌ કોઈ એક કાન કરીને સાંભળવા લાગ્યા. સુભાષબાબુનો એ શૌર્યભર્યો પ્રવચન પ્રવાહ અસ્ખલિતપણે વહેવા લાગ્યોઃ—

"મારા જીવનનો આ અધિકાધિક ગૌરવનો દિન છે. આજે હિન્દની મૂક્તિ માટે મથનારી સેનાને ઉભી કરવાની જગતભરને જાણ કરવાનું અપ્રતિમ માન આપવાની ઈશ્વરે મારા પર કૃપા કરી છે.

આજે એક વખતના બ્રિટિશ સામ્રાજ્યના અભેદ્ય અને અજેય દૂર્ગ સમા સિંગાપુરના યુદ્ધ મેદાનમાં જ હિન્દની મૂક્તિ માટે મથનારી આપણી સેના ઉભી છે. આ સેના જ હિન્દને બ્રિટિશ ગુલામીમાંથી મુક્ત કરશે.

પ્રત્યેક હિન્દીએ ગૌરવ લેવો ઘટે છે કે આ આઝાદ હિન્દ ફોજને

કેવળ હિન્દીઓની આગેવાની નીચે જ હિન્દી અફસરો એ જ ઉભી કરી છે, અને જ્યારે એ ઐતિહાસિક પળ આવી પહોંચશે ત્યારે હિન્દીઓના જ માર્ગદર્શન નીચે જ એ યુદ્ધક્ષેત્ર પર રવાના થશે. બ્રિટિશ સામ્રાજ્યની આ સ્મશાન ભૂમિ પર ઉભું રહીને એક બાળક પણ આજે ખાત્રીપૂર્વક કહી શકે એમ છે કે સર્વ શક્તિમાન બ્રિટિશ સામ્રાજ્ય તો ક્યારનું ય ભૂતકાળની વસ્તુ બની ગઈ છે.

બિરાદરો ! મારા સૈનિકો ! 'ચલો દીલ્હી' એ તમારૂં સંગ્રામસૂત્ર છે. આ સ્વાતંત્ર્ય સંગ્રામમાંથી વ્યક્તિગતરીતે આપણામાંના કેટલાં જીવતા રહીશું એ હું જાણતો નથી, પરંતુ એ તો હું જરૂર જાણું છું કે અંતિમ વિજય આપણો છે અને બ્રિટિશ સામ્રાજ્યની બીજી સ્મશાન ભૂમિ–પ્રાચીન દિલ્હીના લાલ કિલ્લામાં આપણામાંથી જીવતા રહેલાં વિરો વિજયકૂચ કરશે અને ત્યાં સુધી આપણા કાર્યનો અંત આવશે નહીં.

મારા સારા યે જાહેર જીવન દરમ્યાન મને હંમેશા લાગ્યા કર્યું છે કે હિન્દ બીજી બધી યે રીતે સ્વતંત્ર થવાને યોગ્ય બની ગયું છે છતાંય હજુ એક ખામી રહી છે. એ ખામી તે એની પોતાની સ્વતંત્રતા માટે મથનારી સેનાની છે. અમેરિકાના જ્યોર્જ વાશિંગ્ટન યુદ્ધ લડીને સ્વાતંત્ર્ય સંપાદન કરી શકયા હતા કારણ એમની પાસે એમનું પોતાનું સૈન્ય હતું. ગેરીબાલ્ડી ઇટાલીને ગુલામીમાંથી મુક્ત કરાવી શકયા હતા કારણ કે એમને સશસ્ત્ર સ્વયંસેવક દળનું પીઠબળ હતું. સૌથી પહેલાં આગળ આવીને આઝાદ હિન્દ ફોજ રચવાનું માન અને હક્ક તમે હાંસલ કરી રહ્યાં છો.

જે સૈનિકો પોતાના રાષ્ટ્રને સદૈવ વફાદાર રહે છે, અને સયર્વ સંજોગોમાં પોતાની ફરજનું પાલન કરે છે, તેમજ સ્વાર્પણ કરવાને સદોદિત રહે છે; તેઓ જ અજેય છે. આ ત્રણ આદર્શો–વફાદારી, ફરજ

પાલન અને સ્વાર્પણ—ને તમારા હૃદયના ઊંડા પટ પર તમે અંકિત કરી રાખજો.

બિરાદરો ! આજે તમે હિન્દના રાષ્ટ્રીય સ્વમાનના સંરક્ષક છો, હિન્દની આશાઓ અને આકાંક્ષાઓના તમે પ્રતિક છો; એટલે એવી રીતે વર્તજો કે તમારા દેશબંધુઓ તમને આશીર્વાદ આપે અને ભાવી પ્રજા તમારા માટે ગૌરવ લઈ શકે.

તમને હું ખાત્રી આપું છું કે અંધકાર તેમજ પ્રકાશમાં, દુઃખ તેમજ આનંદમાં, યાતના તેમજ વિજયમાં હું હંમેશાં તમારી સાથે જ રહીશ. અત્યારે તો હું તમને ભૂખ, તરસ, યાતના, ફરજિયાત દોડધામ અને મૃત્યુ સિવાય બીજું કાંઈ આપી શકતો નથી.

હિન્દને સ્વતંત્ર થયેલું જોવાને આપણામાંનો કોણ જીવતો રહેશે એ કોઈ મહત્ત્વની વાત નથી. પરંતુ એ જ મહત્ત્વનું છે કે હિન્દ સ્વતંત્ર થશે અને આપણા સર્વસ્વના બલિદાનથી હિન્દને આપણે સ્વતંત્ર બનાવીશું. ઇશ્વર આપણી સેનાને આશીર્વાદ આપે અને આગામી યુદ્ધમાં આપણને વિજયી બનાવે."

નેતાજીનું વક્તવ્ય વિરમ્યુ અને જનતામાં જોશ ભભૂકી ઉઠ્યો. વતનની વ્હાલીયાદ આવી અને મા ભોમને ગુલામીની ગર્ત્તામાંથી ઉપર લાવવાનો તનમનાટ સૌના મુખ મંડળ પર તરવરી ઉઠ્યો.

હિન્દીઓની હિંમત, શૌર્ય અને સંગઠિત થવાની શક્તિથી જાપાનીઓ પણ દંગ થઈ ગયા અને એમની હિન્દીઓ વિરોધી સર્વ પ્રવૃત્તિઓ ઠંડી પડી ગઈ.

હિન્દી સ્વાતંત્ર્ય સંઘને વિકસાવવાને ય સુભાષબાબુ વિસર્યા નહીં અને જનતાએ પણ હિન્દી મૈયાના મુક્તિ સંગ્રામ માટે અનિવાર્ય

રીતે આવશ્યક સૈન્ય, સામગ્રી તેમજ પૈસાની સંપૂર્ણ જમાવટને લગતી એમની હાકલને હાર્દિક જવાબ આપ્યો. પૈસા અને રંગરૂટો ઉભરાવા લાગ્યા અને આખા યે મલાયામાં તરુણ અને દેશભક્ત સ્વયંસેવકોને હિન્દના આગામી સ્વાતંત્ર્ય સંગ્રામ માટે તાલીમબદ્ધ સૈનિકો અને અમલદારોના રૂપમાં બદલી નાખવા માટે તાલીમ છાવણીઓ ઉઘડાવા લાગી; અને સૌ કોઈ માભોમની મુક્તિ માટે મરી ફીટવાને થનગની રહ્યા. સ્વાતંત્ર્ય સંગ્રામમાં ઝંપલાવવાને નેતાજીના આદેશની સૌ કાગના ડોળે રાહ જોઈ રહ્યા.

: ૭ :

પરાધીનતાના પાપ ધોઈ નાખવા રાષ્ટ્ર–સેવાની કઠોર વ્રત–સાધનાને ગ્રહણ કરી પુષ્પની પરાગ સમી ડૉ. લક્ષ્મી પોતાના વ્યક્તિત્વનું ભાન સારા યે સમાજને કરાવી રહી છે. જીવનની ભોગ–વિલાસની સામગ્રી પુરી પાડવાના કાર્યને તિલાંજલી આપીને, સમાજની વિલાસી મનોવૃત્તિને ફટકારીને શુદ્ધ, સનાતન અને પવિત્ર સંસ્કારોનો મહાન સંદેશ એ આપી રહી છે. યુદ્ધના દાવાનળથી દાઝેલાં દીન–દુઃખી માનવોની સેવા–સુશ્રુષા સ્વેચ્છાપૂર્વક કરવામાં એ આજકાલ પોતાનો સારો યે દિવસ પસાર કરી રહી છે.

સુભાષબાબુના અપ્રતિમ વ્યક્તિત્વે સ્વાતંત્ર્ય–વાંચ્છું હિન્દીઓમાં નવચેતનાનું નિર્માણ કર્યું હતું. ડૉ. લક્ષ્મી પણ સુભાષબાબુના દેશ-પ્રેમથી પરમ પ્રેરણા પામી હતી.

પૂર્વ એશિયાના પાટનગર–સિંગાપુરમાં સુભાષબાબુએ પગલાં માંડ્યા અને લક્ષ્મીએ એમને નજરોનજર પહેલી જ વાર નિહાળ્યા. માભોમની મુક્તિ માટે મથતા એ મહાન નરને જોતાં જ સ્વતંત્ર હિન્દનું સર્જન કરી શકે એવા પ્રભાવશાળી નેતા સાંપડી ગયાની પ્રતીતિ એના અંતઃકરણના ઊંડાણમાં મૂળ ઘાલી ગઈ.

એ પ્રતીતિએ કોમળતાની ભાવનાને નષ્ટ કરી દુર્બળતાએ ફેલાવેલી

ગુલામીમાંથી જનતાને મુક્ત કરવાનું બીડું ઝડપવાની તમન્નાને તીવ્રતમ બનાવી દીધી. દેશની અનેકવિધ પ્રવૃત્તિઓથી અજ્ઞાત, જડ અને એક જ રાહના ચીલે જીંદગી પૂર્ણ કરવા કરતાં સાહસની સંચારિકા બનવાને એ પ્રતીતિએ એનામાં પ્રેરણા પુરી.

આઝાદ હિન્દ ફોજને સુવ્યવસ્થિત કરવાના અવિરત યત્નમાં રચ્યાપચ્યા રહેવા છતાં ય સુભાષબોઝ હરેક હિન્દીની હિલચાલ, એની કાર્યક્ષમતા અને સાધનસંપન્નતાથી સુપરિચિત રહ્યા કરતાં હતા. ડૉ. લક્ષ્મીની સમાજ–સેવાની પ્રવૃત્તિની વાત પણ એમનાથી અજાણી રહી નહોતી. આવી સેવાભાવી સન્નારીનો સાથ સાધવાનું એમણે વિચાર્યું અને ડૉ. લક્ષ્મીને પોતાને મળવા આવવાનું કહેણ મોકલ્યું.

૧૯૪૩ ના જુલાઈ મહીનાની એ ૧૩ મી તારીખ હતી. સુભાષચંદ્ર બોઝ અને ડૉ. લક્ષ્મીની એ ઐતિહાસિક મુલાકાત થઈ. દેશોદ્ધારની પ્રવૃત્તિ અંગે પરામર્શ ચાલ્યો. આઝાદ હિન્દ ફોજમાં સ્ત્રીવિભાગ રચવાનો પોતાનો ખ્યાલ–હિન્દી નારીઓની આઝાદ ફોજ તૈયાર કરવાની પોતાની વિચારણા સુભાષબાબુએ ડૉ. લક્ષ્મી સમક્ષ રજુ કર્યા; અને એ વિચારણાના તંતે તંત વિગતવાર સમજાવ્યા.

અને ડૉ. લક્ષ્મીએ હિન્દ મૈયાની લાડલી પુત્રીઓ નિર્મળતા, પવિત્રતા અને ભાવુકતાની સજીવ પ્રતિમા બનવા તેમજ સાચી સેવિકા બની સ્વાતંત્ર્ય સંગ્રામમાં હસતે વદને પ્રાણની પરવા કર્યા વગર મૃત્યુને આમંત્રણ આપનારી વીરાંગના બનવા ઇચ્છે છે એની નેતાજીને પ્રતીતિ આપી.

વિચારણા અને યોજનાને મૂર્તસ્વરૂપ આપવાના નિર્ણય પર બન્ને આવ્યા. સુભાષબાબુએ ડૉ. લક્ષ્મીને એ કાર્ય તાત્કાલીક ઉપાડી લેવાની આજ્ઞા આપી અને બન્ને પોતપોતાના કાર્યમાં પરોવાઈ ગયા.

: ૮ :

સુભાષબાબુની પ્રતિ જનતાને શ્રદ્ધા, વિશ્વાસ અને પ્રેમ અપાર હતાં. અને નેતાજીએ પણ પોતાના આચાર, વિચાર અને વ્યવહારની સમતાથી સર્વને આકર્ષી લીધા હતા. પોતાના કાર્ય, સેવા અને અધ્યવસાયની એમણે સર્વ પર એટલી તો ઊંડી અને અનેરી છાપ પાડી હતી કે એમનો પ્રત્યેક શબ્દ પ્રમાણ રૂપ મનાવા લાગ્યો હતો એટલું જ નહીં પરંતુ એમના આદેશનું વાતવાતમાં જ પાલન થઈ રહ્યું હતું.

'હિન્દના સ્વાતંત્ર્ય–સંગ્રામમાં સ્ત્રીઓએ પુરૂષ સમોવડી જ ઉભા રહેવાનું છે અને એમને એ માટે તૈયાર તમારે જ કરવાની છે' એવી નેતાજીની આજ્ઞા મળતાં જ ડૉ. લક્ષ્મીએ સ્ત્રીઓમાં ચેતન લાવવાના અને તેમને સંગઠિત કરવાના અવિરત યત્નો આદરી દીધા હતા. ગામેગામ અને ઘેરઘેર એમને મળીને, વિચારોની આપલે કરીને તેમજ મુદ્દાઓ ચર્ચીને પોતાના સાથમાં લેવા રાત અને દિવસ–ચોવીસે કલાક એ ચોમેર ઘુમવા લાગી. આ પ્રચંડ પ્રયાસ અને જબ્બર જહેમતના પરિણામ સ્વરૂપ જોતજોતામાં જૂનવાણી વિચારની ગણાતી જુવતીઓમાંય જુસ્સાનો જબ્બર જુવાળ ચઢી આવ્યો.

એ અદમ્ય ઉત્સાહના ઘુઘવતા ઘોડાપુરને વાટ આપવાને–મૂર્ત-

સ્વરૂપ આપવાના નિર્ણય પર આવવાને હિન્દ સ્વાતંત્ર્ય સંઘના સ્ત્રી-વિભાગના આશ્રય નીચે હિન્દી સ્ત્રીઓની એક જાહેર સભા બોલાવવામાં આવી. ભૂતકાળમાં સિંગાપુરે કદી યે નહીં ભાળેલી એવી એ વિરાટ સભા હતી. સભા ખંડમાં તલ મૂકવા જેટલી યે જગ્યા ખાલી ન હતી. આ સભામાં હાજરી આપવાને સંખ્યાબંધ બહેનો, દૂર દૂરથી દશ દશ બાર બાર માઈલ પગપાળે ચાલીને આવી હતી.

આખરે સભા મળવાની એ નિયત પળ આવી પહોંચી. સારો યે સભાખંડ 'વન્દેમાતરમ્', 'ઇન્કિલાબ ઝિન્દાબાદ' અને 'સુભાષબાબુકી જય'ના ગગનભેદી શબ્દોચ્ચારથી ગાજી ઉઠ્યો. નમ્રતાની નરી મૂર્તિ સમા નેતાજી બહેનોના નમનને બે હાથ જોડીને સ્વીકારતા અને સર્વત્ર સ્મીત હાસ્ય વેરતા સભાખંડમાં આવ્યા. પુષ્પોની પહેરામણીનો પ્રારંભ થયો અને નેતાજી જાણે પુષ્પના ઢગમાં ઢંકાઈ ગયા.

રાષ્ટ્રિય અને સ્વાગતના સુમધુર અને પ્રેરક ગીતો કોમળ કંઠે ગવાયા અને સભાની કાર્યવાહીની શરૂઆત થઈ. આઝાદ હિન્દ ફોજના સ્ત્રીવિભાગની એક સૈનિક ટુકડી અને રેડક્રોસ યુનિટ ઉભી કરવાની માર્મિક અપીલ કરવામાં આવી.

સંભાષણ કરવાને સુભાષબાબુ વ્યાસપીઠ પર ઉભા થયા અને ખીચોખીચ ગીરદીથી ખળભળી ઉઠેલા સભાખંડમાં અજબ શાંતિ પથરાઈ ગઈ. સભા બોલાવવાના ઉદ્દેશની ઉદ્‌ઘોષણા કરતા સુભાષબાબુ ઉચ્ચરવા લાગ્યા કે:—

"૧૯૨૧ ની સાલમાં મહાત્મા ગાંધીજીના નેતૃત્વ નીચે મહાસભા પુનરુત્થાન પામી ત્યારથી તે આજ સુધીના છેલ્લા વીસ વર્ષ દરમ્યાન હિન્દના સ્વાતંત્ર્ય સંગ્રામમાં આપણા દેશની બહેનોએ ભજવેલા ભાગ વિષે મારી જેમ તમે બધા ય જાણો છો.

હિન્દી રાષ્ટ્રિય મહાસભાની સત્યાગ્રહની ચળવળમાં જ નહીં, પણ છૂપી ક્રાંતિકારી પ્રવૃત્તિઓમાં ય આપણી બહેનોએ ઉમદા હિસ્સો

આપ્યો છે. ખરૂં પૂછો તો જાહેર જીવનનું એવું એક પણ ક્ષેત્ર નથી, તેમજ રાષ્ટ્રિય પ્રયત્નની એવી એક પણ પ્રવૃત્તિ નથી કે જેમાં હિન્દી મહિલાઓએ પોતાના ભાઈઓના પડખે ઉભા રહીને આપણા રાષ્ટ્રિય લડતનો બોજો ઉપાડવામાં બહાદુરીથી અને રાજીખુશીથી ભાગ ન પડાવ્યો હોય. ભૂખ્યાં અને તરસ્યાં ગામેગામ ફરવાનું હોય, ઉપરા ઉપરી એક પછી એક સભામાં ભાષણો કરવાના હોય, ઘેર ઘેર જઈને સ્વતંત્રતાનો સંદેશ પહોંચાડવાનો હોય, ચૂંટણીના જંગો લડવાના હોય કે અમલદારોની આજ્ઞાઓનો ભંગ કરીને તેમજ બેરહમ બ્રિટિશ પોલીસના લાકીમારને ય અવગણીને રાજમાર્ગો પર જંગી સરઘસો કાઢવાના હોય અથવા તો કારાવાસ, યાતનાઓ, અપમાનો અને આઘાતોના બહાદૂરી પૂર્વક સામના કરવાના હોય ત્યાંય આપણી બહેનો પાછી પડી નથી.

છૂપી ક્રાંતિકારી ચળવળમાં ય આપણી એ બહાદુર બહેનોએ અગ્ર ભાગ ભજવ્યો છે. તેમણે બતાવી આપ્યું છે કે વખત પડયે ભાઈઓની જેમ પોતે પણ સાચા નિશાન તાંકી શકે છે. આજે હું તમારામાં જે સંપૂર્ણ વિશ્વાસ ધરાવી રહ્યો છું એનું કારણ કેવળ એ જ છે કે આપણી બહેનોમાં કેટલી કાર્યક્ષમતા છે એની મને બરોબર જાણ છે; અને એથી જ હું કોઈપણ પ્રકારની અતિશયોક્તિ થવાનો ભય રાખ્યા વગર કહું છું કે આપણી બહેનો સહન કરી ન શકે એવી કોઈ યાતના આ જગતમાં નથી.

ઇતિહાસ આપણને શિખવે છે કે પ્રત્યેક સામ્રાજ્ય જેમ ઉદય પામે છે તેમ અસ્ત પણ પામે છે. અને આ દુનિયાની સપાટી પરથી અદ્રષ્ય થઈ જવાનો બ્રિટિશ સામ્રાજ્ય માટે પણ સમય આવી પહોંચ્યો છે. દુનિયાના આ ભાગમાંથી એ સામ્રાજ્ય કેવી રીતે અદ્રષ્ય થઈ ગયું છે એ તો આપણે આપણી સગી આંખે જોયું છે. દુનિયાના બાકીના ભાગ પરથી–હિન્દમાંથી પણ એ એમ જ અદ્રષ્ય થઈ જશે.

અહીંયા કે અન્ય સ્થળે કોઈ બ્હેનને એમ લાગતું હોય કે બંદુક ઉપાડવાનું કામ સ્ત્રીઓ માટે અયોગ્ય છે, તો એ બ્હેનને હું આપણા ઇતિહાસના પાના ઉથલાવી જવાનું કહીશ. ભૂતકાળમાં આપણી બહાદૂર બ્હેનોએ શું કર્યું હતું ? ૧૮૫૭ ની એ ક્રાંતિમાં–હિન્દનાં પ્રથમ સ્વાતંત્ર્ય સંગ્રામમાં ઝાંસીની એ બહાદુર રાણીએ શું કર્યું હતું ? ખુલ્લી તલવારે રણુતોખાર પર સ્વાર થઈને એ રાણી સૈન્યની સરદારી લઈને રણુ-સંગ્રામ પર ઝઝૂમી હતી. આપણા દુર્ભાગ્યે એ રણમાં પરાજય પામી અને સાથોસાથ હિન્દનો પણ પરાજય થયો. પરંતુ ૧૮૫૭ માં એ મહાન રાણીએ આરંભેલા કાર્યને આપણે જ ચાલુ રાખીને પુરૂ કરવાનું છે.

અને એથી જ આપણા આ અંતિમ સ્વાતંત્ર્ય સંગ્રામમાં આપણને એક જ ઝાંસીની રાણીની નહીં પણ હજારો ઝાંસીની રાણી-ઓની જરૂર છે. તમે કેટલી બંદુકો ઉપાડશો કે કેટલાં ગોળીબાર કરશો એ કંઈ અગત્યનું નથી; પરંતુ તમારા શૌર્યની નૈતિક અસર કેટલી થાય છે સૌથી અધિક અગત્યનું છે."

સુભાષબાબુનું સંભાષણ સમાપ્ત થયું અને રાષ્ટ્રિય આંદોલન માટે આર્થિક સહાય અર્પવાની અપીલ થઈ. અપીલના જવાબમાં પોતાનું સર્વસ્વ અર્પી દેવા માટે સ્ત્રીઓમાં સ્પર્ધા થઈ. સોનાની બંગડીઓ, વીંટીઓ, હારો, નેકલેસો આદિ તનબદનના બધા ય આભૂષણોનો નેતાજીની નજર સામે ઢગલો થયો. સ્વાતંત્ર્યની સિદ્ધિ સંપાદનની ઘડી નજીક આવી પહોંચતી સર્વને દ્રષ્યમાન થયા વગર ન રહી.

: ૯ :

રાષ્ટ્રિયતા, સ્વાભિમાન, સ્વદેશાભિમાન તથા આત્મવિશ્વાસની ભાવના સજાગ અને સચેત થઈ છે. ઇન્કિલાબનો જોશ ગરમ અને તેજ થઈ રહ્યો છે, બલિદાનની ભાવના અધિકાધિક જાગૃત અને જીવિત થઈ રહી છે.

સુભાષબાબુના સંભાષણે હિંમત, કુરબાની અને આત્મવિશ્વાસની અજબ ભાવના ઉપજાવવામાં સંજીવની બૂટ્ટીનું કામ કરી નવી સ્ફૂર્તિ અને નવી ચેતનાનો સંચાર કરી દીધો છે.

પૂર્વ એશિયાના હિન્દીઓની એકની એક સંસ્થા—હિન્દ સ્વાતંત્ર્ય સંઘના ઇજ્જત અને આબરૂ, માન અને પ્રતિષ્ઠા દિન પ્રતિદિન વધવા લાગ્યા. એના સભ્યોની સંખ્યા ધસારાબંધ વધવા લાગી.

હિન્દ સ્વાતંત્ર્ય સંઘની સીત્તેર શાખાઓ અને ઉપશાખાઓ મલાયામાં કામ કરતી થઈ ગઈ હતી. રિયાસતોમાં પણ દશ ઉપરાંત શાખાઓ અને પચાસ જેટલી ઉપશાખાઓ ખોલાઈ ગઈ હતી. સંઘના સભ્યોની સંખ્યા એટલી તો ઝડપથી વધી હતી કે શ્યોનાન—સિંગાપુરમાં ૫૪ ટકા, જોહોરમાં ૬૬ ટકા અને મલાકામાં ૬૦ ટકા હિન્દીઓ સભ્ય બની ગયા હતા.

મલાયામાં સભ્યોની સંખ્યા બે લાખથી પણ ઉપર જઈ પહોંચી હતી. પંદર હજાર તો દિનરાત કામ કરનારા સ્વયંસેવકો હતા.

આઝાદ હિન્દ ફોજમાં ભરતી માટે ચારે કોરથી અરજીઓ આવવા લાગી હતી. સ્યોનાન–સિંગાપુર, કુઆલા લમ્પૂર, સલેમ્બાન, ઈપોહ વગેરે સ્થળોએ તાલીમ કેન્દ્રો ખોલાઈ ગયા હતા. દરેક કેન્દ્રમાં સેંકડોને ભિન્ન ભિન્ન પ્રકારની સૈનિક તાલીમ અપાઈ રહી હતી.

ડૉ. લક્ષ્મીના સતત અને અવિરત પ્રયાસના પ્રતાપે હિન્દી સ્ત્રીઓનું સંગઠન થઈ ચૂક્યું હતું. સ્ત્રીઓને દળબદ્ધ કરવાની નેતાજીની તીવ્ર ઇચ્છા છે એવી જાણ થતાં જ પૂર્વ એશિયામાં વસતી હિન્દી મહિલાઓમાં અજબ આકર્ષણ ઉત્પન્ન થયું હતું; અને એથી જ સમાજના દારૂણ દુ:ખોમાં પીલાયેલી, કૃશ થયેલી દુર્બળ માતા નહીં, પરંતુ ઋતુરાજ વસંતમાં ખીલેલી પ્રકૃતિ માતાના સ્વરૂપનું અનુકરણ કરવા અંતઃકરણથી ઇચ્છી રહી હતી. રગેરગમાં દેશભક્તિના ઉછળતા ધોધથી દેશના બધા ય આંદોલનોમાં જાગૃતિનો જુવાળ ઉત્પન્ન કરીને મોખરે ઉભા રહી માર્ગદર્શક બનનાર જીવંત પ્રેરણા બનવાને એ મથી રહી હતી.

ડૉ. લક્ષ્મીની સીધી દેખરેખ અને નજર નીચે દેશસેવા દળમાં–'ઝાંસીની રાણી સેનામાં ભરતી થયેલી હિન્દી સ્ત્રીઓને લડાયક તાલીમ અપાવવા લાગી. સેવા–સુશ્રુષા કરવાના સૈદ્ધાંતિક તેમજ વ્યવહારિક શિક્ષણ આપવાનો પણ પ્રબંધ કરવામાં આવ્યો હતો.

સ્ત્રીઓને સૈનિક તાલીમ લેવી કે ઘવાયેલા કે માંદા સૈનિકો, તેમજ જનતાની સેવાસુશ્રુષાનું શિક્ષણ લેવું એ એમની મુન્સફી પર છોડવામાં આવ્યું હતું. આ સારીયે પ્રવૃત્તિ ઐચ્છિક હતી અને ઝાંસી રાણી સેનાના પોતાની મરજીમાં આવે તે વિભાગમાં જોડાવાની દરેક વ્યક્તિને છૂટ હતી.

સૈનિક ગણવેશ પહેરીને તાલીમ કેન્દ્રોમાં તાલીમ લઈને તૈયાર થતાં જ અબળાઓ પ્રબળાઓ પેખાવા લાગી અને હિન્દના સ્વાતંત્ર્યને આવતું રોકવાની હવે કોઈની શક્તિ રહી ન હતી એમ સહજ જ પ્રતીત થઈ રહ્યું હતું.

: ૧૦ :

સુવર્ણાક્ષરે ઇતિહાસના પાના પર અંકિત થવાને સર્જાયેલો એ ૧૯૪૩ના અક્ટોબર મહિનાની ૨૧ મી તારીખનો મહાન દિવસ હતો. કામચલાઉ આઝાદ હિન્દ સરકાર—આરઝી હુકૂમત—એ—આઝાદ—હિન્દની સ્થાપના થયાની જગતને જાણ કરવાને કાર્થેટોઆ ગેફીન્જો ખાતે હિન્દ સ્વાતંત્ર્ય સંઘનું સંમેલન ભરાયું હતું. પૂર્વ એશિયાના ખૂણે ખૂણામાંથી પ્રતિનિધિઓ અને પ્રેક્ષકો પારાવાર પ્રમાણમાં આવી એ પરિષદમાં હાજર રહ્યાં હતાં. હજારો હિન્દીઓની વિરાટ મેદની મળી હતી.

એ સુવર્ણ દિને સવારના સાડા દશના ટકોરા ઘડિયાળે પાડતાં જ સંમેલનના કામકાજની શરૂઆત થઈ. પ્રતિનિધિઓ, પરોણાઓ અને પ્રેક્ષકોના સત્કાર કરતું સ્વાગતાધ્યક્ષે સંભાષણ કર્યું અને હિન્દ સ્વાતંત્ર્ય સંઘના મહામંત્રીએ સંઘની સમસ્ત પ્રવૃત્તિઓનો પરિચય કરાવતો વિસ્તૃત હેવાલ વાંચી સંભળાવ્યો. આ વિધિ પૂર્ણ થતાં જ નમન કરતાં કરતાં નેતાજી વ્યાસપીઠ પર આવ્યા અને એ ઐતિહાસિક અધિવેશનનો ઉદ્દેશ્ય સમજાવતું હિન્દુસ્તાનીમાં ભાષણ કર્યું.

"હિન્દમાં આપણા દેશબાંધવોની આફતો અને મુશ્કેલીઓમાં અધિક વધારો કરી રહી હોવા છતાં ય આપણા કાર્યને સાનુકૂળ પરિ-

સ્થિતિ ઉભી થઈ છે. બંગાળમાં અન્નના અભાવે અનેક માનવીઓ મોતના ડાચામાં હંમેશા હડસેલાઈ રહ્યાં છે. યુદ્ધના કારણે હિન્દના અનાજ અને બીજા સાધનો ઉડાવાઈ જવાય છે અને એથી જ હિન્દમાં એની ઉણપ વરતાઈ રહી છે. અત્યારે હિન્દમાં પ્રવર્તી રહેલો દુકાળ માનવ સર્જ્યો છે; અને એથી હિન્દનો રાજકીય અસંતોષ વધી ગયો છે. સર્વત્ર ખૂબ જ ખળભળાટ મચી રહ્યો છે. આપણા સંઘે આપણા એ અન્ન વિના ટળવળતા દેશબાંધવો માટે મફત તેમજ બિન શરતે એક લાખ ટન ચોખા મોકલવાની કરેલી 'ઓફર'ને હિન્દમાંના બ્રિટિશ અધિકારીઓએ અવગણી છે.

આજે હિન્દના પ્યારા નેતાઓ કારાવાસમાં છે અને હિન્દની પરિસ્થિતિ કંઈક જુદા જ પ્રકારની હોવાથી હિન્દની સર જમીન પર કામચલાઉ આઝાદ સરકાર સ્થાપવાની આશા રાખવી ફોકટ છે, અને એથી જ પૂર્વ એશિયામાં વસતા હિન્દીઓએ જ એ કાર્ય કરવાની જવાબદારી ઉઠાવી લેવી જોઈએ છે.

એક દેશની આઝાદી માટે યુદ્ધની જાહેરાત કરવા માટે પોતાની સરકારની સ્થાપના કરવી આવશ્યક છે. હિન્દ સ્વાતંત્ર્ય સંઘનું મહત્ત્વ અત્યાર સુધી કેવળ એક પ્રચાર કરનાર સંસ્થાના કરતાં જરા કે વધુ નથી. આપણે એમાં એ આવશ્યકતાની પૂર્તિ કરતા ઇતિહાસમાંથી શિખેલા પાઠને જ અનુસરીએ છીએ. ૧૯૧૬ ની સાલમાં આયરલેન્ડમાં આ પ્રકારની જ અસ્થાયી--કામચલાઉ પ્રજાતંત્રી સરકાર સ્થપાઈ હતી. છેલ્લાં મહાયુદ્ધમાં એક લોકોએ અને તુર્કોએ મુસ્તફા કમાલ પાશાના નેતૃત્વ નીચે આ પ્રકારની જ સરકારો સ્થાપી હતી."

તાલીઓના ગડગડાટ અને હર્ષનાદથી સંમેલન મંડપ ગાજી ઉઠ્યો. નેતાજીના નિર્ણયને સૌએ એક અવાજે વધાવી લીધો.

એ પછી હિન્દને વફાદાર રહેવાની પવિત્ર પ્રતિજ્ઞા લેવાનો કાર્યક્રમ

હાથ ધરવામાં આવ્યો. સૌથી પહેલાં સુભાષબાબુ આગળ આવ્યા અને ધીર ગંભીર સ્વરે પ્રતિજ્ઞા ઉચ્ચરવા લાગ્યાઃ—

"હિન્દ અને હિન્દના મારા આડત્રીસ કરોડ દેશબાંધવોને આઝાદ કરવા માટે હું, સુભાષચંદ્ર બોઝ મારા જીવનના છેલ્લામાં છેલ્લા શ્વાસ સુધી સ્વતંત્રતાના આ પવિત્ર યુદ્ધને જારી રાખવાની પ્રતિજ્ઞા ઇશ્વરને સાક્ષી રાખીને કરૂં છું. હું એ પણ પ્રતિજ્ઞા કરૂં છું કે હું હંમેશા મારી જાતને હિન્દનો એક નમ્ર સેવક માનતો રહીશ. મારા દેશના આડત્રીસ કરોડ ભાઈ બહેનોનું કલ્યાણ મારા જીવનનું મહાવ્રત અને મારૂં સર્વથી પ્રથમ મહાન કર્ત્તવ્ય બની રહેશે. સ્વતંત્રતા સંપાદન કર્યા પછી પણ એના રક્ષણ માટે મારા લોહીનું છેલ્લામાં છેલ્લું ટીપું સુદ્ધાં આપવાને હું હંમેશા તત્પર રહીશ."

પ્રતિજ્ઞા લેતાં લેતાં નેતાજીનું ગળું ભરાઈ આવ્યું. પવિત્ર પ્રતિજ્ઞા લેવાની ગંભીર પવિત્રતાની અનેરી અસરથી, ભાવનાની તીવ્રતમ લાગણીથી અને ઉર્મિના અદમ્ય આવેગથી એ જોતજોતામાં આવરાઈ ગયા. એમનો પડછંદા પાડતો સ્વર આસ્તે આસ્તે ધીમો પડી ગયો અને ઘડીભર એમ પ્રતીત થઈ રહ્યું કે ભાવાવેશમાં નેતાજી પોતાની જાતને પણ સંભાળી શકશે નહીં. સર્વત્ર નરી નિસ્તબ્ધતા છવાઈ ગઈ. ચારે કોર શાંતિ, નિસ્તબ્ધતા અને ધૈર્યતા પ્રસરાઇ જવા છતાં ય એવું પ્રતિત થઈ રહ્યું કે જાણે નેતાજીની સાથોસાથ સર્વ જણ એ પ્રતિજ્ઞા લઈ રહ્યાં હતાં.

આખરે સ્વસ્થતા છવાઈ ગઈ. સર્વ હોશમાં આવી ગયા. સુભાષબાબુએ પ્રતિજ્ઞા લેવાની વિધિ પુરી કરી એટલે આઝાદ હિન્દની કામચલાઉ સરકાર—આરઝી હુકૂમત—એ—આઝાદ—હિન્દના દરેક સભ્યે વ્યાસ પીઠ પર આવી એ પ્રતિજ્ઞા લીધી. સ્ત્રીઓના સંગઠન ખાતાના સચિવ ડૉ. લક્ષ્મી પણ આગળ આવ્યા અને મક્કમ અવાજે પ્રતિજ્ઞા લીધીઃ—

"ઈશ્વરને નામે હું પ્રતિજ્ઞા કરું છું કે હિન્દ અને હિન્દના મારા આડત્રીસ કરોડ દેશબાંધવોની આઝાદી માટે અમારા નેતા સુભાષચંદ્રબોઝને હું, ડૉ. લક્ષ્મી સંપૂર્ણપણે વફાદાર રહીશ અને એ કાર્ય માટે હું મારી જિન્દગીની કુરબાની કરવાને પણ સદૈવ તૈયાર રહીશ."

પ્રતિજ્ઞાવિધિ પૂર્ણ થયો અને સારૂંયે વાતાવરણ 'સુભાષબાબુકી જય', 'આઝાદ હુકૂમતકી જય', 'આઝાદ હિન્દકી જય' અને 'ઇન્કિલાબ ઝિન્દાબાદ'ના ગગનભેદી નાદથી ગાજી ઉઠયું.

નેતાજી પાછા વ્યાખ્યાનમંચ પર આવ્યા અને આઝાદ હિન્દની કામચલાઉ સરકાર–આરઝી હુકૂમત–એ–આઝાદ–હિન્દનો ઢંઢેરો વાંચી બતાવ્યો:—

"હિન્દી જનતા સને ૧૭૫૭ ની સાલમાં બ્રિટિશોના હાથે બંગાલમાં પહેલીવાર પરાજય પામ્યા પછી સતત એક સૈકા સુધી કઠોર અને ભયંકર લડાઈઓ લડતી રહી. એ સમયનો ઈતિહાસ અપૂર્વ વીરતા અને આત્મ–ત્યાગના ઉદાહરણોથી સભર છે. એ ઇતિહાસના પાનાઓમાં બંગાળના શિરાજુદ્દૌલા અને મોહનલાલ, દક્ષિણ હિન્દના હૈદરઅલી, ટીપૂ સુલતાન અને વેલુ થામ્પી, મહારાષ્ટ્રના આપ્પા સાહેબ ભોંસલે અને બાજીરાવ પેશ્વા, અયોધ્યાની બેગમો, પંજાબના સરદાર શ્યામસિંહ અટારીવાલા, અને એમની સાથે ઝાંસીની રાણી લક્ષ્મીબાઈ, તાતીઆ ટોપી, દુમરાવના મહારાજ કુંવરસિંહ અને નાના સાહેબનાં નામ અમિટ સુવર્ણાક્ષરે લખાયેલાં છે.

આપણા માટે એ દુર્ભાગ્યની વાત છે કે આપણા પૂર્વજોને એ અનુભૂતિ પહેલાં ન થઈ કે અંગ્રેજો સારા યે હિન્દ માટે મહાન ભય અને સંકટસમા છે અને એથી એમણે એ શત્રુનો સંગઠિત રૂપે સામનો કર્યો નહીં.

આખરે હિન્દી જનતાને વાસ્તવિક સ્થિતિનું જ્ઞાન થયું અને એકત્ર થઈને એ આગળ વધી. ૧૮૫૭ ની સાલમાં બહાદુરશાહના

ઝંડા નીચે હિન્દીઓ આઝાદ માનવીઓ તરીકે આખરી લડાઈ લડ્યા. આ યુદ્ધના આરંભિક કાળમાં હિન્દીઓને ભારે ભારે સફળતાઓ સાંપડી પણ દુર્ભાગ્ય અને દોષપૂર્ણ નેતૃત્વના કારણે એમને પૂર્ણ-પરાજય અને ગુલામી સ્વીકારવી પડી. પ્રચંડ પ્રયત્નોનું આવું પરિણામ આવવા છતાંય ઝાંસીની રાણી, તાતીઆ ટોપી, કુંવરસિંહ અને નાના સાહેબ જેવા વીરો આજ પણ રાષ્ટ્રિય ક્ષિતિજમાં અમર તારાની જેમ દેદીપ્યમાન છે અને આપણા હૃદયમાં ત્યાગ તથા વીરતાના મહાનતર કાર્યો કરવાને પ્રેરણા આપી રહ્યાં છે.

૧૮૫૭ પછી અંગ્રેજોએ લોકોને બળજબરીથી નિઃશસ્ત્ર કરી નાખ્યા અને અત્યંત નિર્દયતા સાથે પાશવિક અત્યાચાર કરીને એવો ભીષણ ભય ફેલાવી દીધો કે થોડોક કાળ હિન્દી જનતા દબાઈ રહી. પરંતુ ૧૮૮૫ માં હિન્દી રાષ્ટ્રિય મહાસભા—કોંગ્રેસનો જન્મ થતાંની સાથે જ એક નવી જાગૃતિનો પ્રાદુર્ભાવ થયો. ૧૮૮૫ થી માંડીને ઠેઠ છેલ્લાં વિશ્વવ્યાપી યુદ્ધના અંત સુધીના ગાળામાં હિન્દી જનતાએ ગુમાવેલી સ્વતંત્રતાને પુનઃ પ્રાપ્ત કરવાના પ્રયત્નમાં બધા ય શક્ય ઉપાયો અજમાવી જોયા—પ્રચાર કર્યો, બ્રિટિશ માલનો બહિષ્કાર કર્યો, ત્રાસવાદ અને વિપ્લવથી કામ લીધા પછી અંતમાં સશસ્ત્રક્રાંતિ પણ કરી. થોડોક સમય સુધી આ બધા ય પ્રયત્નો નિષ્ફળ જ નિવડ્યાં. આખરે ૧૯૨૦ ની સાલમાં જ્યારે હિન્દીઓ નિષ્ફળતાથી નિરાશ થઈને નવા ઉપાયો શોધવાના પ્રયાસ કરી રહ્યાં હતા, ત્યારે મહાત્મા ગાંધી અસહકાર અને સવિનય ભંગના નવા શસ્ત્ર લઈને આગળ આવ્યા.

એ પછી વીસ વર્ષ સુધી હિન્દીઓ પ્રબળ દેશભક્તિ પૂર્વક કામ કરતા રહ્યાં. સ્વતંત્રતાનો સંદેશ હિન્દના ઘેર ઘેર પહોંચી ગયો. સ્વયં-અનુભૂતિ પ્રાપ્ત કરીને જનતાએ સ્વતંત્રતા માટે કષ્ટ વેઠવા, ત્યાગ કરવા અને મરી ફીટવાનું શીખી લીધું. કેન્દ્રથી માંડીને ઠેઠ દૂર દૂરના ગામો સુધી જનતા રાજનૈતિક સંગઠનના એક સૂત્રે બંધાઈ ગઈ. આ પ્રમાણે

હિન્દીઓએ કેવળ પોતાની રાજનૈતિક ચેતનાને જ પુનઃ પ્રાપ્ત કરી એટલું જ બસ નહતું પરંતુ એમણે પોતાનું રાજનૈતિક અસ્તિત્વ પણ પ્રાપ્ત કરી લીધું. હવે એ એક અવાજે બોલી શકે છે અને સંગઠિત ઇચ્છાથી પ્રેરિત થઈ પોતાના સમાન ધ્યેયને પ્રાપ્ત કરવાને પ્રયત્નો કરી શકે છે. ૧૯૩૭ થી ૧૯૩૯ દરમ્યાન આઠ પ્રાંતોમાં કોંગ્રેસ પ્રધાનમંડળો દ્વારા એમણે એ પણ પુરવાર કરી દીધું કે એ પોતાના શાસનનું સ્વયં સંચાલન કરવાની શક્તિ ધરાવે છે. આ રીતે વર્તમાન વિશ્વયુદ્ધનો આરંભ થતાં પહેલાં જ હિન્દની સ્વતંત્રતા માટેના આખરી યુદ્ધ માટે ભૂમિકા તૈયાર થઈ ગઈ હતી.

આજકાલના ઇતિહાસમાં પહેલી જ વાર પરદેશોમાં વસતા હિન્દીઓમાં પણ રાજનૈતિક ચેતના જાગૃત થઈ છે અને એ બધા ય એક સૂત્રમાં બંધાઈ ગયા છે. એ કેવળ પોતાના હિન્દી બાંધવોની સાથે હૃદયે હૃદય મિલાવીને વિચાર અને અનુભવ કરે છે એટલું જ બસ નથી, પરંતુ પોતાના ખભે ખભા મિલાવીને સાથે ઉભા રહે છે અને એકી સાથે પગ સાથે પગ ઉપાડીને સ્વતંત્રતાના પથ પર આગળ ને આગળ વધી રહે છે. ખાસ કરીને પૂર્વ એશિયામાં વીસ લાખથી પણ અધિક હિન્દીઓ શક્તિશાળી વ્યૂહમાં સંગઠિત છે અને એમની નજર સામે સંપૂર્ણતઃ સૈનિક જીવનનો ધ્યેય છે. એમની સામે ખડો છે આઝાદ હિન્દ ફોજનો સંગઠિત સમૂહ અને એના અધરોષ્ઠ પર છે 'આગે બઢો! ચલો દિલ્હી'ના સંગ્રામસૂત્ર !

બ્રિટિશ રાજ્યે દંભ અને છળકપટથી હિન્દીઓને નિરાશ કરી દીધા છે. એણે એમને લૂંટ અને શોષણથી ભૂખ અને મોતના ડાચામાં હડસેલી દીધાં છે. આ રીતે હિન્દમાં બ્રિટિશ શાસને હિન્દીઓના વિશ્વાસ અને સદ્ભાવના ખોઈ દીધા છે; અને આજે એ ડામાડોળ દશામાં છે. આ દુઃખદ રાજ્યના અંતિમ અવશેષનો નાશ કરવા માટે કેવળ એકજ ચિનગારીની જરૂર છે. એ ચિનગારી ચાંપવાનું જ આઝાદ હિન્દ ફોજનું કામ છે.

હવે જ્યારે સ્વતંત્રતાનો સૂર્યોદય નજીકમાં જ છે, ત્યારે હિન્દીઓનું કર્તવ્ય છે કે એ પોતાની અસ્થાયી સરકાર રચે અને એ સરકારના ઝંડા નીચે પોતાના અંતિમ સંગ્રામનો આરંભ કરે. પરંતુ બધા ય હિન્દીઓ કારાગારમાં હોવાથી અને હિન્દ જનતાને નિઃશસ્ત્ર બનાવી દીધેલ હોવાથી દેશની અંદર કોઈ સરકારની સ્થાપના કરવી અને એની છત્રછાયા હેઠળ સશસ્ત્ર યુદ્ધ આરંભવાનું સંભવિત નથી. આ કારણથી જ પૂર્વ એશિયાના હિન્દ સ્વાતંત્ર્ય સંઘનું કર્તવ્ય છે કે એ હિન્દમાંના તેમજ પરદેશોમાં વસતા બધા ય સ્વદેશાભિમાની હિન્દીઓના ટેકાથી આ કાર્ય—આઝાદ હિન્દની અસ્થાયી સરકાર સ્થાપવાનું કાર્ય પોતાના હાથમાં લે અને સંઘદ્વારા સ્થાપિત થયેલી આઝાદ હિન્દ ફોજની સહાયતાની સ્વતંત્રતાનું અંતિમ યુદ્ધ ખેલવાનું બીડું ઝડપી લે.

પૂર્વ એશિયાના હિન્દ સ્વાતંત્ર્ય સંઘદ્વારા આઝાદ હિન્દની અસ્થાયી સરકારની સ્થાપના કરવાથી અમારા ઉપર લદાયેલી જવાબદારીના સંપૂર્ણ ભાન સાથે અમે અમારી ફરજને હાથ ધરીએ છીએ. અમારા કાર્યમાં અને અમારી માતૃભૂમિની મૂક્તિ માટેના અમારા યુદ્ધમાં અમે પરમપિતા પરમાત્માના આશીર્વાદ માગીએ છીએ; અને આથી અમે અમારી માતૃભૂમિની મૂક્તિ માટે, એની ઉન્નતિ માટે અને દુનિયાના દેશોમાં એ ગૌરવવંતુ સ્થાન મેળવે એ માટે અમારા અને અમારા સાથી સૈનિકોના જાન કુરબાન કરવાના શપથ લઈએ છીએ.

કામચલાઉ સરકારનું કામ યુદ્ધ આરંભવાનું, એનું સંચાલન કરવાનું, અને હિન્દી જનતાની ઈચ્છા અનુસાર રચાયેલી તથા એનો વિશ્વાસ ધરાવતી આઝાદ હિન્દની કાયમી રાષ્ટ્રિય સરકાર સ્થાપવાનું હશે.

કામચલાઉ સરકાર પ્રત્યેક હિન્દીની વફાદારી મેળવવાને હકદાર છે અને આથી એ મેળવવાનો દાવો ધરાવે છે. એ પોતાના તમામ નાગરિકોને ધાર્મિક સ્વતંત્રતાની તેમજ એક સરખા હકો અને તકો આપવાની બાંહેધરી આપે છે. એ સમગ્ર દેશ તથા એના બધા ય

ભાગોને સુખી અને સમૃદ્ધ કરવાનો, દેશનાં બધા ય બાળકોને સમાન રીતે ઉછેરવાનો, પરદેશી સરકારે ભૂતકાળમાં લુચ્ચાઈ ભરી રીતે ઉભા કરાવેલા તમામ ભેદોને નાબૂદ કરવાનો મક્કમ નિરધાર જાહેર કરે છે.

પરમાત્માને નામે, હિન્દના લોકોને એક પ્રજા બનાવી થઈ ગયેલી પેઢીઓને નામે અને વીરતા ને બલિદાનની પરંપરાનો આપણને વારસો આપનારા શહીદોને નામે અમારા ઝંડા હેઠળ એકત્ર થવાની અને હિન્દના સ્વાતંત્ર્ય સંગ્રામમાં ઝૂકી પડવાને અમે હિન્દીઓને હાકલ કરીએ છીએ. બ્રિટિશો તથા હિન્દમાંના એના બધા સાથીઓ સામે અંતિમ સંગ્રામ શરૂ કરવાની તથા હિન્દની ભુમિમાંથી દુશ્મનને હાંકી કાઢવામાં આવે અને હિન્દી પ્રજાજનો પુનઃ એકવાર આઝાદ પ્રજા બને ત્યાંસુધી અતિમ વિજયમાં સંપૂર્ણ શ્રદ્ધા રાખીને આઝાદ જોમ, જોશ અને ખંતપૂર્વક યુદ્ધ ખેલવાને અમે હિન્દીઓને આવ્હાન કરીએ છીએ.

**સુભાષચંદ્રબોઝ.**

રાજ્યના વડા, વડાપ્રધાન, યુદ્ધ અને પરરાષ્ટ્રમંત્રી, આઝાદ હિંદ.

ફોજના સિપાહ–સાલાર.

**કેપ્ટન શ્રીમતી લક્ષ્મી.**

સ્ત્રી સંગઠ્ઠન સચિવ.

**એસ. એ. આયર.**

પ્રકાશન અને પ્રચાર પ્રધાન.

**લેફ્. કર્નલ એ. સી. ચેટરજી.**

નાણાખાતાના પ્રધાન.

લેફ્. કર્નલ આઝીઝ અહમદ, લેફ્. કર્નલ એન. એસ. ભગત, લેફ્. કર્નલ જે. કે. ભોંસલે, લેફ્. કર્નલ ગુલ્ઝારસિંહ, લેફ્. કર્નલ એમ. ઝેડ. કીયાની, લેફ્. કર્નલ એ. ડી. લોકનાથન, લેફ્. કર્નલ એહસાન કાદીર, લેફ્. કર્નલ. શાહનવાઝ.

સશસ્ત્ર દળોના પ્રતિનિધિઓ.

**એ. એન. સહાય.**

પ્રધાનદરજ્જા સાથે મંત્રી.

**રાસબિહારી બોઝ.**

સર્વોચ્ચ સલાહકાર.

**કરીમગની, દેવનાથદાસ, ડી. એમ. ખાન, એ. યેલ્લાપ્પા, જે. થીવી. સરદાર ઇશરસિંગ.**

સલાહકાર.

**એ. એન. સરકાર.**

કાયદાના સલાહકાર.

આઝાદ હિન્દની કામચલાઉ સરકારની સ્થાપનાની જગતને આરઝી હુકૂમત–એ–આઝાદ–હિન્દનો ઢંઢેરો વાંચી સંભળાવીને જાણ કરાઈ ગઈ અને હજારો કંઠથી બુલંદ સ્વરે ગવાતું રાષ્ટ્રગીત સંભળાવા લાગ્યું:—

શુભ સુખ ચૈનકી વર્ષા વરસે
ભારત ભાગ્ય હૈ જાગા,
પંજાબ, સિંધ, ગુજરાત, મરાઠા
દ્રાવિડ, ઉત્કલ, બંગા,
ચંચલ સાગર, બિંધ, હિમાલા
નિલા જમના ગંગા,
તેરે નિત ગુણ ગાવે
તુજસે જીવન પાવે
સબ તનમેં આશા
સુરજ બનકર જગ પર ચમકે ભારત નામ સુભાગા;
જય હે, જય હે, જય હે,
જય હે, જય હે, જય હે.
સબકે દિલમેં પ્રીત બસાએ તેરી મીઠી બાની,
હર સુબેકે રહનેવાલે, હર મઝહબ કે પ્રાની,

સબ ભેદ ઔર ફરક મિટાકે
સબ ગોદમેં તેરી આકે
ગૂંથે પ્રેમકી માલા.
સુરજ બનકર જગ પર ચમકે ભારત નામ સુભાગા;
જય હે, જય હે, જય હે,
જય હે, જય હે, જય હે.
સુબહ સવેરે પંખ પંખેરૂં તેરે હી ગુન ગાવેં
બાસ ભરી ભરપૂર હવાએં જીવન મેં રૂત લાવેં
સબ મિલકર હિંદ પુકારે
જય આઝાદ હિંદ કે નારે
પિયારા દેશ હમારા.
સુરજ બનકર જગ પર ચમકે ભારત નામ સુભાગા;
જય હે, જય હે, જય હે,
જય હે, જય હે, જય હે.

: ૧૧ :

**એ** અંગારમૂર્તિ ઝાંસીની રાણી લક્ષ્મીબાઈનો જયકારી જન્મદિન હતો.

આઝાદ હિન્દ સરકાર એ હિન્દના પ્રથમ સ્વાતંત્ર્યસંગ્રામમાં પુરૂષ સમોવડી બનીને, રણતોખાર પર સ્વારી કરી. સૈન્યની સરદારી લઈ સૌના મોખરે રહી અને તાતી તલવારને વિદ્યુત વેગે વિંઝી દશે દિશામાં દુશ્મનોનો દાળોવાટો વાળતી રણશૈય્યામાં પોઢેલી પરમ પ્રબળા–રણચંડી લક્ષ્મીબાઈએ ભારતભૂમિ પર પનોતા પગલાં માંડ્યાના યાદગાર દિનને અપૂર્વ ઉત્સાહભેર ઉજવી રહી હતી. સુભાષબાબુ આજે સ્રીઓ માટેની—પરદેશમાં વસવા છતાં ય પડદાની પ્રથાને પ્રાણાન્તે ય વળગી રહેલી અને ઘરના ચાર ખુણા છોડીને આંગણામાં ય કદી પગ નહીં મુકવાને ટેવાયેલી હિન્દી મહિલાઓ માટેની પહેલી તાલીમ છાવણીની ઉદ્‌ઘાટન ક્રિયા કરવાના હતા.

લોકોના ટોળે ટોળા એ કેથે બિલ્ડીંગ્ઝ નજીક આવેલી હાઈસ્ટ્રીટ કેમ્પ તરફ ઉતાવળે ઉતાવળે જઈ રહ્યાં હતા. હિન્દીઓની સાથે મલયો, ચીનાઓ અને જાપાનીઓ જુથેજુથમાં એ મહોત્સવ માણવાને સમારોહ સ્થળ પર જઈ રહ્યાં હતા.

સમારોહ સ્થળના મધ્ય ભાગમાં ત્રિરંગી રાષ્ટ્રિય ઝંડો ગૌરવથી ફરકી રહ્યો હતો. ખભે બંદૂકો રાખીને લશ્કરી ગણવેશમાં સુસજ્જ થયેલી સૈનિકાઓ વ્યવસ્થિત રીતે ગોઠવાઈ ગઈ હતી.

સાંજના નમતા પહોરનો એ સમય હતો. ઘડિયાળમાં બરોબર પાંચના ટકોરા પડ્યા અને એકાએક ખળભળાટ મચી ગયો અને સમગ્ર માનવ-સમુદાયના 'ઈન્કિલાબ ઝિન્દાબાદ', 'આઝાદ હિન્દ ઝિન્દાબાદ', 'નેતાજી ઝિન્દાબાદ'ના પ્રચંડ પોકારોથી સારૂં યે વાતાવરણ ગાજી ઉઠ્યું.

આરઝી હુકૂમત-એ-આઝાદ-હિન્દના સ્ત્રી-સંગઠનના સચિવ ડૉ. લક્ષ્મી સાથે નેતાજી આવી પહોંચ્યા. સૈનિકાઓ એક કતારમાં ખડી થઈ ગઈ. સેનાનાયકનો 'સાવધાન' હુકૂમ છૂટતાં જ સૈનિકાઓએ સલામી આપી. નેતાજીએ એમની 'ગાર્ડ ઑફ ઑનર'ને નિરખી.

સુભાષબાબુ સિપાહ સાલારની અદાથી સમારોહ સ્થળના મધ્ય ભાગમાં આવ્યા અને રાષ્ટ્રધ્વજને ફરકતો કર્યો. સૈનિકાઓએ રાષ્ટ્ર-ધ્વજને સશસ્ત્ર સલામી આપી અને સર્વના મોંમાંથી ઝંડાવંદનનું ગીત ગુંજી ઉઠ્યું:—

"કૌમી ત્રિરંગા ઝંડા, ઉંચા રહો ઝહાં મેં,
હો તેરી સર-બુલંદી, જ્યું ચાંદ આસ્માં મેં,
તું માન હૈ હમારા, તું શાન હૈ હમારી,
તું જીતકા નિશાં હો, તું જાન હૈ હમારી.
હર એક બસરકી લબ પર ગુજરી હૈ દુવાયેં,
કૌમી ત્રિરંગા ઝંડા, હમ શૌકસે ઉડાયેં,
આકાશ ઔર જમીં પર હો તેરી બોલબાલા,
ઝુક જાયે તેરે આગે, હર તાજ તખ્તવાલા.
હર કૌમકી નજરમેં, તું અમનકા નિશાં હો,
હો ઐસે મુય્યસર સાયા તેરા જહાં હો,
મુસ્તાક બેનવાબી ખુશ હો કે ગા રહી હૈ,

સર પર ત્રિરંગા ઝંડા, જલવા દિખા રહી હૈ,
કૌમી ત્રિરંગા ઝંડા, ઉંચા રહો જહાં મેં."

રાષ્ટ્રિય ઉત્થાનના અનેરા ઉત્સાહના ઓઘ ઉમટી વળ્યા. નેતાજીએ તાલીમ છાવણીની ઉદ્ઘાટન ક્રિયા તાલીઓના ગડગડાટ અવાજ વચ્ચે કરી; અને ઐતિહાસિક ભાષણ આપવાનો આરંભ કર્યો. પુનઃ સર્વત્ર શાંતિ અને સ્તબ્ધતા પ્રસરાઈ ગઈ.

"બહેનો! આપણા સ્વાતંત્ર્યા સંગ્રામમાં ઝાંસીની રાણીસેનાની સ્થાપના જ અત્યંત મહત્વની વાત છે; અને એ સેનાની તાલીમ છાવણીનું ઉદ્ઘાટન એક અગત્યનું અને અર્થસૂચક પગલું છે–પૂર્વએશિયામાંની આપણી અનેકવિધ પ્રવૃત્તિઓની પ્રગતિનું આ એક સીમાચિન્હસમું પગલું છે.

આ કાર્યની અગત્ય તમે સમજો. તમે એટલું ચોકસ માનજો કે આપણી પ્રવૃત્તિ માત્ર રાજકીય સ્વાતંત્ર્ય સંપાદન કરવામાં જ સીમાબદ્ધ થયેલી નથી. આપણે આપણી પ્રજાના ઘડતર તરફ પણ ધ્યાન આપવાની જરૂર છે. આપણે હિન્દના રાષ્ટ્રિય જીવનમાં નવો પ્રાણ પુરવા માગીએ છીએ. આપણા નવજીવનનો પાયો અત્યારથી આપણે નાખીએ એ જરૂરી છે. યાદ રાખજો કે આપણે પ્રચાર માટેના આ એક ધડાકા કરતા નથી. આપણે વાસ્તવિક રીતે તો હિન્દના પુનર્જીવનના સાથી છીએ. આપણા સ્ત્રીજીવનમાં પણ નવજીવનનો પ્રારંભ થાય એ માટેના પ્રયાસો કરવાના છે.

આપણો ભૂતકાળ ભવ્ય અને ગૌરવ ભર્યો હતો. જો એ ભૂતકાળ ભવ્ય ન હોત તો ઝાંસીની રાણી જેવી વિરાંગના હિન્દમાં ઉત્પન્ન થઈ શકી નહોત. હિન્દની મહાન સ્ત્રીઓનો ઇતિહાસ વેદકાળથી જ ઉજ્જવળ રહ્યો છે. હિન્દમાં જ્યારે સંસ્કૃત સંસ્કૃતિ પ્રચલિત હતી, ત્યારથી હિન્દની સ્ત્રીઓનો ઇતિહાસ ઉજ્જવળ રહ્યો છે. એજ હિન્દે ભુતકાળમાં જ્યારે કટોકટીની ઘડી હતી ત્યારે 'ઝાંસીની રાણી' પેદા કરી અને

મને વિશ્વાસ છે કે પ્રસંગ આવ્યે હિન્દની સ્ત્રીશક્તિ જાગૃત થવાની જ છે. જો ઝાંસીની આઝાદી માટે હિન્દે લક્ષ્મીબાઈને પેદા કરી તો હિન્દની ૩૮ કરોડ પરાધીન પ્રજાની આઝાદી માટે હજારો લક્ષ્મીબાઈઓ પેદા કરવી પડશે.

હિન્દના એ ભવ્ય ભૂતકાળમાં જેમ મૈત્રેયી પેદા થઈ હતી, તેમ મહારાષ્ટ્રની અહલ્યાબાઈ, બંગાલની રાણી ભવાની, સ્ત્રીઆ બેગમ અને નૂરજહાન આજના ઇતિહાસની જ્વલંત વીરાંગનાઓ છે. હિન્દમાં બ્રિટિશ અમલનો આરંભ થયો એ પહેલાંના તાજેતરના ઐતિહાસિક કાળમાં એ શાસન કર્તાઓ તરીકે સીતારાની સમ ઝળકી ઉઠી હતી. આપણે એમના જીવનમાંથી બોધપાઠ મેળવવા જોઈએ છે. હિન્દ ભૂમિની ફળદ્રુપતામાં મને પુરેપુરો ભરોંસો છે; અને વિશ્વાસ છે કે ભૂતકાળની જેમ આજે પણ હિન્દની સ્ત્રીશક્તિમાંથી ચૂનંદી વીરાંગનાઓ પ્રગટ થશે જ.

૧૯૨૧ માં જ્યારે હિન્દના રાજકીય જીવનમાં નવો પ્રાણ પૂરાઈ ગયો હતો, ત્યારે હજારો નહિ પણ લાખો બહેનોએ પ્રવૃત્તિમાં જોડાઈ અને બલિદાન આપવાને આગળ આવી ઉભી હતી. એ દિવસોમાં કારાવાસમાં જવું જ્યારે કપરામાં કપરૂં કામ લેખાતું હતું, ત્યારે આપણા હિન્દી ભાઈબહેનો કારાગારના કષ્ટો બરદાસ કરવાને તૈયાર થઈ ગયા હતા. હજુ ય મને યાદ છે કે ૧૯૨૦ ના ડીસેમ્બર મહિનામાં કલકત્તાની બન્ને જેલો કેવી રીતે ભરાઇ ગઈ હતી અને તેના પરિણામે બ્રિટિશરોને બીજી બે જેલો બાંધવી પડી હતી; અને એ બન્ને ય જેલો પણ થોડાંક દિવસોમાં ભરાઇ ગઈ હતી.

જ્યારે બ્રિટિશરોને ભાન થયું કે હિન્દીઓ જેલજીવનથી હતાશ થતાં નથી, ત્યારે તેમણે પોતાનો રાહ બદલ્યો. આગેવાનોને જેલમાં પુરીને બીજાઓ પર લાઠીમાર અને બંદુકોના બાર કરવા માંડયા. એ

દિવસોમાં સત્યાગ્રહની લડતમાં જોડાવું એટલે લાઠીમારનો અને ગોળીબારનો સામનો કરવો, પરંતુ હિન્દીઓ–માત્ર મર્દો જ નહિ પણ સ્ત્રીઓ સુદ્ધાં લાઠીમાર અને ગોળીબારનો સામનો કરવાને તૈયાર થયા હતા.

સરકારી હુકમ સામેના વિરોધ માટે કલકત્તામાં અમે જે સરઘસ કાઢ્યું હતું, એ વખતનો પ્રસંગ હજી મારા સ્મરણપટ પર રમી રહ્યો છે–હું તે ભૂલી શકું તેમ નથી. પોલીસે લાઠીમારથી તેને છિન્નભિન્ન કરવાનો યત્ન કર્યો હતો. કેટલીક બહેનોએ અમારી આસપાસ કોર્ડન કર્યું હતું. લાઠીમારની જરાપણ પરવા કર્યા વિના હિન્દમાં સ્ત્રીઓની હિંમત અને જુસ્સો કેવી રીતે વધતાં રહ્યાં છે તેનો હું એક સાક્ષી છું.

દમનના દિવસોમાં જ નહિ પણ ક્રાંતિકારી ચળવળ દરમ્યાન પણ આપણી બહાદુર બહેનોએ આપેલ હિસ્સો પણ એવો જ છે. એમણે ઉમદા હિસ્સો આપ્યો છે. ક્રાંતિકારી ચળવળમાં નિર્ભયતાથી ઝુઝનારી બહેનોને હું જાણું છું. સખ્ત દમનનો સામનો કરવા માટે જો એક પ્રકારની હિંમતની જરૂર છે, તો ક્રાંતિકારી પગલાં ભરવા વધુ સક્રિય હિંમતની જરૂર છે અને એમાં પણ આપણી બહેનોએ હિસ્સો લીધો છે.

૧૯૨૮ થી હિન્દમાં હું સ્ત્રીઓના સંગઠનમાં રસ ધરાવતો આવ્યો છું અને મને લાગ્યું છે કે જો આપણી બહેનોને તક આપવામાં આવે તો ગમે તેવી મુશ્કેલીઓનો મુકાબલો કરી શકે તેમ છે. બંગાળમાં એક રાષ્ટ્રિય મહિલા સંઘ સ્થપાયો હતો. એણે ખૂબ સુંદર કાર્ય કર્યું હતું. પાંચસોેક સ્ત્રીઓનું એક સેવિકાદળ તૈયાર કરવામાં આવ્યું હતું. આ સેવિકાદળની કૂચકદમ અને તાલીમ અમને પ્રેરણા અને ઉત્સાહ આપતા હતા. અને જ્યારથી અમે હિન્દની આઝાદીની લડતને દોરવણી આપવાનું શરૂ કર્યું ત્યારથી મને લાગ્યા જ કરે છે કે આપણી બહેનોને પણ હિન્દની સેવા કરવાની તક આ કટોકટીની પળે આપવી જોઈએ. મેં સંખ્યાબંધ લોકો સાથે ચર્ચા કરી અને ઘણાએ મને સલાહ આપી

કે સ્ત્રીઓની ટુકડીઓ ઉભી કરવાનું હિન્દમાં શક્ય છે; પણ અહીં પૂર્વએશિયામાં અશક્ય છે. તેમની સલાહ મને માન્ય હતી, પણ મારા નિર્ણયમાં એથી કાંઈ ફેર પડ્યો નહિ; અને આજે તમે તમારી દ્રષ્ટિ સન્મુખ જોઈ રહ્યાં છો કે આપણી બહેનો શું કરી રહી છે ? જુલાઈમાં તેમનું કામ શરૂ થયું, અને આજે તેમને માટે તાલીમ છાવણો શરૂ થાય છે જે વિલંબ થયો છે તેમાં સ્ત્રીઓની જવાબદારી નથી. વિલંબ તો તેમના માટેની જગ્યાની જોગવાઇ અને બીજી સગવડો મેળવવા માટે થયો હતો.

આ સમય દરમ્યાન મને ખબર છે કે આપણી બહેનો અધિરી બની હતી, હતાશ પણ થઈ હતી. મારા જાણવામાં એ પણ આવ્યું છે કે તેમનું એક પ્રતિનિધિમંડળ મને મળવા આવનાર હતું. હું તેમને ભૂલી તો નથી ગયો ને એ મને તેઓ પૂછવા ઇચ્છતા હતા. આજે તાલીમ છાવણી થઈ છે એથી મને સંતોષ થયો છે. આજે 'ઝાંસીની રાણી'ની વાર્ષિક પુણ્યતિથિએ તે ખુલ્લી મુકાય છે.

આ પ્રસંગે 'ઝાંસીની રાણી'ના સંબંધમાં હું થોડાક શબ્દો કહીશ. જ્યારે ઝાંસીની રાણી જંગમાં ઉતરી, ત્યારે એ કેવળ વીસ વર્ષની વયની જ હતી. વીસ વર્ષની યુવતી રણતોખાર પર સ્વારી કરે અને યુદ્ધના મેદાનમાં તલવાર વીંઝતી ઘુમ્યા કરે એની તમે સહેજ કલ્પના તો કરો ! એનામાં હિંમત અને જુસ્સો કેટલાં હશે એની તમે સહેલાઈથી જ કલ્પના કરી શકો તેમ છો. એનો સામનો કરનાર અંગ્રેજ કમાન્ડર એકરાર કરતો જણાવી ગયો છે કે લક્ષ્મીબાઈ ચૂનંદો અને બહાદૂર બળવાખોર હતી.

પહેલાં તો લક્ષ્મીબાઈ ઝાંસીના કિલ્લામાંથી લડી, પણ જ્યારે કિલ્લાનો કબ્જો પોતાના હાથથી ગયો, ત્યારે તે પોતાના સાથીઓ સાથે કાલ્પી ગઈ અને ત્યાંથી લડાઈ આપવા લાગી. અહીંયાથી પણ એને પીછેહઠ કરવી પડી. તાતિયા ટોપી સાથે સહકાર સાધીને તેણે

આક્રમણ કરીને ગ્વાલિયરનો કિલ્લો પોતાના હાથ કર્યો અને એ કિલ્લાનો યુદ્ધના મુખ્ય મથક તરીકે ઉપયોગ કર્યો અને સ્વાતંત્ર્ય માટેના એ છેલ્લાં મહાન સંગ્રામમાં લડતાં લડતાં એ ખપી ગઈ.

તમે જ કલ્પના કરો, પરાજીત થયા પછી સંગ્રામ ચાલુ રાખવાને માટે કેટલી હિંમત જોઈએ ! આમછતાં વીસ વર્ષની એ બહાદુર યુવતિએ અદ્‌ભુત વીરતા અને આત્મભોગ આપ્યાં છે. આ અદ્‌ભુત બલિદાન આપણા માટે અને હિન્દની આવતી પેઢી માટે પ્રેરક રહેશે.

આજથી શરૂ થતી તાલીમ છાવણીમાં આપણી ૧૫૬ બહેનો તાલીમ લેવા દાખલ થઈ છે; પણ હું આશા રાખું છું કે શોનાન–સિંગાપુર ખાતેની આ છાવણીમાં એ સંખ્યા વધીને અગિયાર હજારની થવા પામશે. બર્મા અને થાઈલૅન્ડમાં પણ સ્ત્રીઓ માટે તાલીમ છાવણીઓ શરૂ થનાર છે, પણ શોનાન એ મધ્યસ્થ છાવણી રહેશે અને મને આશા છે કે આ મધ્યસ્થ છાવણીમાં એક હજાર ઝાંસીની રાણીઓ પેદા થશે. આપણી આ 'ઝાંસીની રાણી સેના'ની નાયિકા તરીકે આરઝી હુકૂમત–એ–આઝાદ–હિન્દના સ્ત્રીસંગઠન–સચિવ ડૉ. લક્ષ્મીની હું નિમણુંક કરું છું."

નેતાજીના આ સંભાષણે શ્રોતાઓમાં અજબ અસર પેદા કરી. એમના આ નવા પ્રસ્તાવો પ્રોત્સાહપૂર્વક જુમલ કરતલ ધ્વનિ વચ્ચે વધાવી લેવામાં આવ્યો; અને ઉત્સાહ અને આત્મ સમર્પણની અનેરી ભાવનાના ઉછળતા ઉમંગ વચ્ચે આજના અનેરી સમારંભની સમાપ્તિ થઈ.

: ૧૨ :

"હિન્દ માતા આજે પોતાને ગુલામીના બંધનમાંથી મૂક્ત કરવા માટે પોતાના પ્રત્યેક પુત્ર અને પુત્રી પાસેથી સર્વસ્વનો ત્યાગ અને અધિકતમ બલિદાનની આશા રાખે છે."

નેતાજીના ઉપરોક્ત શબ્દોએ કેપ્ટન લક્ષ્મી પર પ્રચંડ પ્રભાવ પાડયો હતો અને એથી જ એકદમ પોતાની લાભદાયક અને સ્થિર ડાકટરી-પ્રેક્ટીસને લાત મારી દઈ એણે પોતાની સર્વ પ્રકારની સેવાઓ દેશના ચરણે અર્પણ કરી દીધી હતી.

'ઝાંસીની રાણી સેના'નું સર્વ સૂત્ર-સંચાલન પોતાના હાથમાં સંભાળી લઈ એને સર્વાંગે સુવ્યવસ્થિત અને સુસંગઠિત કરવાના સર્વ ચક્રોને કેપ્ટન લક્ષ્મીએ ઝડપથી ગતિયમાન કરી દીધા હતા.

નેતાજીના આદેશાનુસાર કેપ્ટન લક્ષ્મીએ સારા યે પૂર્વ એશિયાનો વિજળીક ગતિએ પ્રવાસ આદર્યો અને નેતાજીનો સંદેશ પ્રત્યેક હિન્દી નર-નારીના કાન સુધી પહોંચતો કરવાનો યત્ન કર્યો. જોતજોતામાં એણે મલાયા, સીયામ, હિન્દી ચીન વગેરે નજીકના તેમજ દૂરના પૂર્વ એશિયાના સર્વત્ર ભાગોમાં સ્વાતંત્ર્યની દિવ્યજ્યોત પ્રજ્વલિત કરી

દીધી. એને ઘડી ભરની ફુરસદ ન હતી. એ તો અહોરાત, ભૂખ અને તરસની પરવાહ ક્યાઁ વિના અહીંથી તહીં બધે ઘૂમી વળતી અને હિન્દના આખરી આઝાદી મેળવવાના અવિરત યત્નમાં ઝૂકી પડવાને જોમ અને જોસથી જબ્બર જ્બાંદરાજી કરીને સર્વને સમજાવી રહી હતી.

પૂર્વ એશિયામાં હિન્દીઓની ગણી ગાંઠી વસતી હતી છતાંય નેતાજીની હિન્દને આઝાદ કરવાની હાકલને તેમણે અદ્ભુત ઉત્સાહભેર ઉત્તર આપ્યો હતો. દેશભક્તિની ભાવનાથી ઓતપ્રોત થઈ પરિવારના પરિવારોએ પોતાની સેવાઓ આઝાદ હિન્દ ફોજને અર્પણ કરી દીધી હતી. અને મોટી સંખ્યામાં એમાં ભરતી પણ થઈ ગયા હતા

કેપ્ટન લક્ષ્મીએ સારાયે પૂર્વ એશિયામાં સ્ત્રી–સંગઠન કરીને એને જાળની જેમ ફેલાવી દીધું હતું. એના અવિરત યત્નના પ્રતાપે પૂર્વ એશિયાના બધાય ભાગોની હિન્દી સ્ત્રીઓ એક બીજાના ગાઢ સંપર્કમાં આવી લાગી હતી. એણે હિન્દી સ્ત્રીઓમાં સુષુપ્ત રહેલાં વીરશ્રીને પુનઃ સંચારિત કરી દીધો હતો એટલું જ નહિ પરંતુ સલ્તનતનો મૃત્યુ–ઘંટ વગાડવાને–આખરી યુદ્ધ લડી લેવાને, કેસરીયા કરવા સુદ્ધાંની તીવ્રતમ તમન્નાને થનગનતી કરી મૂકી હતી.

અને હવે તો સ્વાતંત્ર્યના ચિરવાંચ્છિત પરમ ધ્યેય–સિદ્ધિના પંથ પર ક્રામગતાની ભાવનાને નષ્ટ પ્રાયઃ બનાવીને એક વખતની અસહાય અને અબળાના અણગમતા અને અળખામણા નામે ઓળખાતી હિન્દની અનુપમ ઓપદાર અને લાવણ્યવતી લલનાઓ રણચંડીનું રૂપ ધારણ કરીને ઉચ્ચસ્વરે ‘ચલો દિલ્હી’ અને ‘જય હિન્દ’ના ઉત્તેજક રણનાદ લલકારી રહી હતી.

સ્યોનાન–સિંગાપુરમાં સ્થાપવામાં આવેલી પહેલી તાલીમ છાવણીની કાર્યવાહીની શરૂઆત કેવળ દોઢસો સ્વયંસેવિકાઓથી થઇ હતી.

ભરતી થતી હિન્દવાણીઓની ઉંમર સોળ વર્ષથી માંડીને પાંત્રીસ સુધીની હતી. આ છાવણીની સરદારી પોતાને સોંપાઇ એ પહેલાં કેપ્ટન લક્ષ્મી પોતાની તાલીમ આઝાદ હિન્દ ફોજમાં લઇ ચૂકી હતી.

છાવણીમાં તાલીમના વખતે સૈનિક અનુશાસનનું ચૂસ્તપણે પાલન કરવામાં આવતું હતું. પ્રાતઃકાળે બરાબર છ વાગે સર્વ સ્વયં-સેવિકાઓ તાલીમ–મેદાન પર હાજરથી ઝંડાવંદનમાં શામેલ થતી હતી. સાડા છ વાગ્યાથી સાડા સાત વાગ્યા સુધી શારીરિક શિક્ષણ આપવામાં આવતું હતું. સાડાસાતથી દસ વાગ્યા સુધી પરેડ થતી હતી. બાર વાગ્યાથી બે વાગ્યા સુધી સભાહમાં, ત્રણ દિવસ આધ્યાત્મિક શિક્ષણ અને ત્રણ દિવસ હિન્દીના પાઠ આપવામાં આવતા હતા. ત્રણ વાગ્યાથી પાંચ વાગ્યા સુધી પાછા સાંજે પેરેડ કરાવવામાં આવતી હતી.

છાવણીનો આંતરિક પ્રબંધ પણ પૂરેપૂરી રીતે સ્ત્રીઓના હાથ-માં જ હતો. રસોઈ બનાવવી, કપડાં ધોવા, સાફસુફાઈ કરવી વગેરે બધું ય કામ એ જાતે જ કરતી હતી. બહારની એક પણ સ્ત્રી કોઇ કામ માટે પગારદાર તરીકે રાખવામાં આવતી નહોતી. આથી સ્વયં-સેવિકાઓના પ્રત્યેક કાર્યમાં સેવા–ભાવની ઝલક દેખાતી હતી.

સ્વયંસેવિકાઓને વાસ્તવિક રીતે યુદ્ધ કરનારા દળમાં જોડાવાનું ઐચ્છિક રાખવામાં આવ્યું હતું. યુદ્ધ દળમાં જોડાયેલી સ્વયંસેવિકાઓને ત્રણ મહિના તાલીમ આપવાનું નિયત કરવામાં આવ્યું હતું. તેમને તાલીમ છાવણીમાં રહેવું પડતું હતું. અને લશ્કરી પોશાક પહેરવો પડતો હતો. યુદ્ધ સૈનિકોને આપવામાં આવતી તાલીમના બધા ય અંગોનું તેમને સાંગોપાંગ જ્ઞાન આપવાની વ્યવસ્થા કરવામાં આવી હતી. તેમને અનેક પ્રકારના યુદ્ધ–આયુધો–પિસ્તોલ, રાઇફલ, મશીનગન, ટોમીગન, બ્રેનગન, બેયોનેટ અને બોંબ વગેરે વાપરવાની તાલીમ આપવા ઉપરાંત શારીરિક

વ્યાયામ કરવાની કેળવણી તથા નકશાઓ વાંચવાની–સમજવાની તેમજ હિન્દના પ્રશ્નો અને રોમન ઉર્દૂનો અભ્યાસ કરવાની સગવડ આપવામાં આવી હતી.

ત્રણ મહિનાની તાલીમ પછી ખાસ ખાસ સ્વયંસેવિકાઓને કમીશન્ડ અને નોન–કમીશન્ડની પાયરી માટે તૈયાર કરવામાં આવતી હતી. એ પછી પણ યોગ્ય સ્વયંસેવિકાઓને વિશેષ શિક્ષણ દઈ એમની યોગ્યતાનુસાર હોદ્દા પર નિમવામાં આવતી હતી.

સ્વયંસેવિકાઓને જંગલોમાં યુદ્ધ કરવાનું પણ શિક્ષણ આપવામાં આવતું હતું. અઠવાડિયામાં બે વાર વીસ માઈલ સુધી તેમને પેદલ મજલ કરવી પડતી હતી અને પચીસ પાઉન્ડ વજનનો સૈનિક સામાન પ્રત્યેક સ્વયંસેવિકાની કાંધ પર લદાતો હતો.

'ઝાંસીની રાણી સેના'માં ઔષધોપચાર વિભાગ પણ હતો. જે સ્વયંસેવિકાઓ રણક્ષેત્ર પર લડવાનું પસંદ કરતી નહોતી તેમને નરસિંગની સેવા સુશ્રુષા કરવાની–પરિચારિકાની તાલીમ આપવામાં આવતી હતી.

કેપ્ટન લક્ષ્મીની સરદારી હેઠળની હિન્દી સ્ત્રીઓની આ એકની એક સેનામાં કોમવાદ કે ઊંચનીચનો ભેદ ન હતો. હિન્દુ, મુસ્લીમ અને ખ્રિસ્તી સૌ એક સાથે રહેતા હતા અને કામ કરતા હતા. નાત જાત અને ઉંચ નીચના જમાનાથી જડ ઘાલી બેઠેલાં વહેમનો આ રીતે હિન્દી સ્ત્રીઓના હાથે જ નાશ થઇ ગયો. સૌ એક પંક્તિમાં સાથે બેસીને ભોજન પણ લેતા હતા. આમિષ અને નિરામિષ ભોજીઓના ભેદને પણ સ્થાન રહ્યું ન હતું. સૌ સૌને ભાવતું અને અનુકૂળ ભોજન એક સાથે બેસીને જ લેતા હતા.

આપોઆપ ઉભા થતાં પ્રસંગો પર બહાદુરી, કાર્યકુશળતા અને

મરણાન્ત ફરજ બજાવવાની સાહસ પ્રિયતા અને જખમીઓ તેમજ માંદા પડેલા સૈનિક બન્ધુઓની સુશ્રુષા કરીને માનવતા દાખવવાની તીવ્ર મનેચ્છા વ્યક્ત કરવાની તાલાવેલી હિન્દી સ્ત્રીઓમાં ઉપજાવવાનો યશ કેપ્ટન લક્ષ્મીના ફાળે જ જાય છે; અને એ યોગ્યતા એણે પોતાના શૌર્ય, જોમ અને કાર્યક્ષમતાને લીધે જ પ્રાપ્ત કરી છે. એમ અતિશયોક્તિ થવાના જરા પણ ભય વગર મૂક્ત કંઠે કહી શકાય તેમ છે.

સ્યોનાન–સિંગાપુરમાં તાલીમ છાવણીની ત્રણ શાખાઓને શિક્ષણ આપ્યા પછી કેપ્ટન લક્ષ્મીને આરઝી હકૂમત–એ–આઝાદ–હિન્દનું મથક બદલાતાં રંગુન જવું પડ્યું. ત્યાં પણ સિંગાપુરમાં જે હોદ્દા પર હતી એ હોદ્દા પર એ કાયમ રહી હતી.

: ૧૩ :

"**બા**, બા, સામે જોતો ખરી? ત્યાં કેટલાં બધા માણસો ભેળા થયાં છે? આજે શું છે બા? તહેવાર છે? મેળો છે?"

નાનાશા હાથ વતી માની આંગળી પકડીને નાચતી, કુદતી અને હિલોળા લેતી જતી એક અલ્પવયસ્કા નિર્દોષ બાલિકાએ માણસોનું મોટું ટોળું રસ્તાથી થોડેક દૂર ભેળું થયેલું જોઇને કુતુહલતાથી પૂછ્યું.

જિન્દગીભરમાં નહિ જોયેલાં કે કદીયે નહિ કલ્પેલાં એવાં જોતજોતામાં થયેલા રાજપલટાથી એકાએક શિર પર ઉતરી પડેલી અનેક અને અપાર આફતોથી અકળાયેલી અને મનોમંથનના મહાસાગરમાં ડુબકીઓ ખાતી અન્યમનસ્કા માતાના વિચાર–વમળો બાળકીના કાલાઘેલાં બોલથી વિલિન થઈ ગયા.

માતાએ એક વાર ઉંચી નજર કરીને એ વિશાળ મેદાન અને ત્યાં જામેલી સાગરસમ ઉછળતી ભીડની તરફ દૃષ્ટિપાત કર્યો. જગતનો જાણે સર્વોત્તમ મહોત્સવ ઉજવાઇ રહ્યો એમ એને જણાયું. સ્ત્રી–પુરુષો, આબાલ વૃદ્ધો સૌ ત્યાં ભેળા થયા હતા અને એક ઘોરઘન અવાજ આકાશમાં ગુંજીને ક્ષિતિજની સીમાઓ સાથે અથડાઇ રહ્યો હતો.

અને રહી રહીને 'જય હિન્દ' અને 'ઇન્કિલાબ ઝિન્દાબાદ'ના નાદ ગૂંજી રહ્યાં હતા.

"બા કહે તો એટલી ભીડ કેમ જામી છે?" માનું ધ્યાન એ માનવટોળાં તરફ જોઇને બાળકીએ પાછું જોરથી પૂછ્યું.

"આજે નેતાજી આવવાના છે." નીચા નમીને બાળકીના કાન પાસે મોં રાખીને માએ કહ્યું.

"નેતાજી કોણ છે, બા?" બાળકીએ ફરીથી પૂછ્યું.

"આપણા નેતાજી છે." માએ પાછા એમનેએમ ઉત્તર આપ્યો.

ભીડના ભીષણ અવાજમાં માની વાત સમજવાને બાળકી પોતાના નાનાશા મગજને કસવા લાગી.

માએ ચારે કોર નજર નાખી પણ ક્યાંયથી અંદર જવાની જગ્યા એના જોવામાં ન આવી. દૂરથી એને દેખવામાં આવ્યું કે મેદાનની વચ્ચો વચ્ચ એક ખૂબ ઉંચો મંચ બાંધેલો હતો. એ મંચ પર ફોજી પોશાકમાં કેટલાંક લોકો બેઠા હતા. મોટા મોટા ત્રિરંગી ઝંડા લહરી રહ્યાં હતાં. મંચની ચારે બાજુ ફૂલની માળાઓ, આસો-પાલવના તોરણો અને રાષ્ટ્રિયધ્વજોની પતાકાઓ બાંધેલા હતા. પાંચ છ માઇક્રોફોન રાખવામાં આવ્યા હતા અને સારાયે મેદાનમાં ઠેકઠેકાણે લાઉડસ્પીકરો ગોઠવેલા હતા.

એકાએક 'નેતાજી કી જય'ના ગગનભેદી નાદથી વાતાવરણ ગૂંજી ઉઠ્યું. એ નાની બાળકીને માએ કેડમાં ઉંચકી લીધી.

"નેતાજી ક્યાં છે, બા?" બાળકીએ માને પૂછ્યું.

"હમણાં દેખાશે." માએ જવાબ આપ્યો.

"હું એમની 'જય' બોલીશ, બા."

"બોલજે, બેટા."

ફરીથી જય જયકાર થયો અને બાળકી પણ ધીરેથી 'નેતાજી કી જય' બોલી અને તાળી વગાડી હસવા લાગી. એટલામાં ઘણા છોકરાઓ ત્યાં આવી ચઢયાં અને 'નેતાજી આવી ગયા, નેતાજી આવી ગયા,' એમ કોમળ કંઠે ગુસપુસ બોલવા લાગ્યા.

એ નાની બાળકી માની કેડમાં થનગની રહી. મા એ એને કેડમાંથી નીચે ઉતારી દીધી. બાળકી એ છોકરાંના ટોળામાં ભળી ગઇ અને એમની સાથે 'નેતાજી આવી ગયા, નેતાજી આવી ગયા' બોલીને ખુશ થવા લાગી.

નિર્દોષ અને હાર્દિક પ્રસન્નતાનું એ દ્રષ્ય જોઇને માની આંખોમાં પાણી ભરાઈ આવ્યાં. એણે મંચ તરફ નજર કરી તો જોયું કે નેતાજી બે હાથ જોડી જનતાને દર્શન દઈ રહ્યા છે; અને જનતા જોરથી એમનો 'જય જયકાર' પોકારી રહી છે.

સ્વતંત્રતાના મહાન સૈનિકની એ ભાવભરી મૂર્તિનો સાક્ષાતકાર કરીને મા મંત્રમુગ્ધ બની ગઇ.

માની આસપાસ ઘણાયે હિન્દી સ્ત્રી–પુરૂષો ઉભા હતા. એમાંથી એકે કહ્યું કે 'નેતાજી હમણા ભાષણ કરશે.'

એટલામાં મંચ પર કેટલીક યુવતીઓ ફોજી પોશાકમાં આવીને ઉભી રહી. એમણે નેતાજીને સલામી આપી અને માઈક્રોફોનની સામે જઇ એ ખડી થઇ ગઇ. નેતાજી અને બીજા બધા અફસરો પોતપોતાની જગ્યાએથી ઉઠીને ઉભા થઇ ગયા.

યુવતીઓએ 'વન્દેમાતરમ્'નું રાષ્ટ્રિયગીત ગાયું અને સારીયે જનતાએ એમને સાથ પુરાવ્યો.

થોડીવાર પછી નેતાજી માઇક્રોફોનની સામે આવ્યા, એમણે ભાષણ આપવાનો આરંભ કર્યો :—

" પણે પહાડોની પેલી પાર આપણો હિન્દુસ્તાન દેશ છે. એ દેશ આપણો છે, પરંતુ એની ઉપર એક બીજી પ્રજા સત્તા જમાવી બેઠી છે. એ પ્રજાએ આપણા દેશને ગુલામ બનાવ્યો છે; આપણી મુસીબતો અને દુઃખો વધાર્યાં છે.

આપણે આપણા દેશને આઝાદ કરવો છે. આપણા દેશના લોકોને સુખથી શ્વાસ લેવાનો અવસર આપવાનો આપણે યત્ન કરવો છે. પરદેશી શાસકો આપણા દેશમાંથી ચાલ્યા જાય અને આપણે પોતેજ આપણા દેશની લગામ હાથ કરવાની છે.

આપણા દેશમાં વર્ષોથી સ્વાતંત્ર્ય-સંગ્રામ શરૂ થઈ ગયો છે. હવે આપણે આપણા ધ્યેયથી વધુ દૂર રહ્યાં નથી કે સ્વતંત્ર પ્રાપ્ત કરવામાં મોડું થશે. આપણે દિલ્હી તરફ કૂચ કરીશું અને લાલ કિલ્લા પર આપણો ત્રિરંગી ઝંડો ફરકાવીશું. આપણે આખરી યુદ્ધ લડશું. આપણો ઉદ્દેશ્ય છે, " કરેંગે યા મરેંગે " ગુલામ રહીને જીવવા કરતા આઝાદીની ભાવનાથી આત્મ સમર્પણ કરવાને આપણે તૈયાર છીએ અને એથીજ આ અંતિમ યુદ્ધમાં દેશની સ્વાતંત્ર્ય માટેના છેલ્લા જંગમાં દેશ માટે આપણે આપણા સર્વસ્વનું બલિદાન કરી દઈશું.

આઝાદીનું જીવન કેટલું સુખદ હોય છે એ આપણને આજે માલમ પડ્યું છે; પરંતુ હવે આપણે આપણા સર્વ દેશ બાંધવોને એ સુખ આપવા માગીએ છીએ. આઝાદી પ્રાપ્ત કરવી એ આપણો જન્મ સિદ્ધ હક્ક અને આપણે એ પ્રાપ્ત કરીને જ જંપીશું.

આપણા દેશના પહાડોની આ પાર બેસીને આઝાદીનું આ જીવન આપણને સુખકર પ્રતીત થતું નથી. આપણે તો આપણા દેશને આઝાદ કરવા માગીએ છીએ, અને એથી જ જેમ આપણે આપણા સર્વસ્વનો સ્વતંત્રતાના યજ્ઞમાં હોમ કરતા આવ્યા છીએ, તેમ હજુય એ ક્ષણ સુધી આપણે એનાથી નહીં બેસીએ કે જ્યાં

સુધી આપણો દેશ પૂર્ણ સ્વતંત્ર ન થાય. તમે બધાય મારી સાથે મળીને આ પ્રતિજ્ઞા લો કે :—

" હું સ્વેચ્છા પૂર્વક, મારી મરજીથી આઝાદ હિન્દ ફોજમાં જોડાયો છું. મેં મારી જાતને ઇશ્વર સાક્ષીએ હિન્દને અર્પણ કરી છે. અને હું પ્રતિજ્ઞા લઉં છું કે હિન્દની આઝાદીને ખાતર મારૂં જીવન હું અર્પણ કરીશ. હું મારી સર્વોચ્ચ શક્તિથી હિન્દની અને હિન્દની આઝાદીની ચળવળની સેવા કરીશ. અને એમ કરતાં મારી જાનની પણ પરવા કરીશ નહી; હું મારી જાત માટે અંગત લાભ ઇચ્છીશ નહીં, હું તમામ હિન્દીઓને ન્યાત, જાત, ધર્મ કે વિભાગના કોઇ પણ જાતના ભેદભાવ વિના મારા ભાઇઓ માનીશ."

માનવમેદનીએ ગર્જના કરી એ પ્રતિજ્ઞાનું પુનર્વાંચન કર્યું.

નેતાજીએ 'જય હિન્દ 'નો ઉચ્ચાર કર્યો અને તમામ જનતાએ 'જય હિન્દ,' 'ઇન્કિલાબ ઝિન્દાબાદ,' 'કરેંગે યા મરેંગે,' 'મહાત્મા ગાંધીકી જય' 'જવાહરલાલ નેહરૂકી જય' ના ગગનભેદી નાદથી સારૂં યે વાતાવરણ ગજવી મૂક્યું. જનતામાં અજબ જોશ હતો. સ્ત્રી પુરૂષ સર્વ કંઇ કરી છૂટવાને તૈયાર થઈ ગયા.

ઘડીભરમાં ઘુસપુસ થવા લાગી. માએ સાંભળ્યું કે સર્વ કોઇ નેતાજીને રૂપિયા અને અન્ય રીતે દેશના આઝાદી યુદ્ધમાં મદદ દઇ રહ્યાં છે. અહીં તહીં ઉભેલી સ્ત્રીઓ પોતાના શરીર પરથી ઉતારી ઉતારીને દાગીનાઓ સિપાહીઓને દઈ રહી છે. અને એ સિપાહીઓએ સર્વ નેતાજી પાસે લઇ જઇ રહ્યાં છે. માએ ઝડપથી પોતાની બંગડીઓ અને વિંટી ઉતારીને પાસેથી પસાર થતાં સિપાહીને દઈ દીધા. સિપાહીએ નમીને ઉપકાર માન્યો. સિપાહી ત્યાંથી રવાના થઇ મંચની પાસે જઈ નેતાજીની સામેના મેજ પર જમા થયેલી ચીજોમાં એ રાખી દઇને બીજી બાજુ ચાલ્યો ન ગયો ત્યાં સુધી મા એની સામે જોતી રહી. આમ અડધો કલાક ભારે

ગડબડ મચી રહી અને જોતજોતામાં નેતાજીની સામેના મેજપર જરઝવેરાત અને રૂપિયાનો જબરો ઢગ જમા થઈ ગયો. નેતાજી પાછા ઉભા થયા અને માઇક્રોફોનની સામે આવીને કહેવા લાગ્યા:—

"તમે સૌ ભાઇબ્હેનોએ આપણા દેશના માટે જે અમૂલ્ય સહાય કરી છે એના માટે હું તમારો બધાયનો દેશવતી આભાર માનું છું અને ધન્યવાદ આપું છું. જ્યારે હું આ અસીમ ઉત્સાહ જોઉં છું ત્યારે મને વિશ્વાસ થાય છે કે હવે મારો દેશ લાંબો વખત વિદેશીઓના હાથમાં રહી શકશે નહિ. જે પાવન દેશના આપણે સર્વ સંતાન છીએ, એના ચરણોમાં હું મારૂં માથું નમાવું છું."

માઇક્રોફોનની પાસે પાછી કેટલીક યુવતીઓ આવી અને એકી સાથે એક ગીત ગાવા લાગી :—

"...શુભ સુખ ચૈનકી બરખા બરસે,
ભારત ભાગ્ય હૈ જાગા.
પંજાબ, સિંધ, ગુજરાત, મરાઠા,
દ્રાવિડ, ઉત્કલ બંગા,
ચંચલ સાગર બિન્ધ્ય હિમાલા
નીલી જમુના ગંગા.
તેરે નિત ગુણ ગાવેં,
તુજસે જીવન પાવેં,
સબ તન પાવેં આશા,
સુરજ બનકર જગ પર ચમકે,
ભારત નામ સુભાગા.
જય હો, જય હો, જય હો......"

ગીત ગવાતું બંધ થયું એટલે નેતાજીની સાથે જ સર્વ અફસરો અને તમામ જનતાએ મંચની વચ્ચોવચ્ચ ટાંગેલા હિન્દુસ્તાનના નકશાને પ્રણામ કર્યા; અને પછી સભા વિસર્જિત થઇ.

આ વખતે જનતા નેતાજીની પાસે ઉમટી પડી. મા એકલી ઉભી હતી. એ બાળકી એની કેડમાં હતી.

"અહીંયા એકલાં કેમ ઉભા છો, બહેન?" આઝાદ હિન્દી ફોજનો એક સૈનિક માની પાસે આવ્યો અને એને પુછ્યું. "નેતાજીના દર્શન નથી કર્યા બહેન?"

"નેતાજીના દર્શન કરી ચુકી છું ભાઈ; પણ એમની પાસે જવાનું તો અસંભવિત લાગે છે."

"તમારે એમનું કંઇ કામ છે?"

"હા ભાઇ, મારે મારૂં દુઃખ એમની પાસે રોવું છે."

"તમારે જે કંઇ કામ હોય એ મને કહો બહેન. હું તમારો સંદેશો એમની પાસે પહોંચાડી દઇશ."

"મારા પતિને જાપાનીઓની કેદમાંથી હજુ સુધી છોડવામાં આવ્યા નથી." માએ ગળગળા અવાજે કહેવા માંડયું. "હું દુઃખિયારી મારી આ નાની બાળકીને છાતી સરખી રાખીને રોજ સવારથી સાંજ સુધી એમની પ્રતીક્ષા કર્યા કરૂં છું. કોણ જાણે એ દિન ક્યારે આવશે કે હું એમની ચરણ રજ લઇને એમ કહી શકુ કે હવે નેતાજી આપણા દેશને આઝાદ કરવા માટે આવી ગયા છે. એ દિન ન આવે ત્યાં સુધી હું કેમ સમજું કે મારૂં દુઃખ દુર થઇ ગયું છે?"

"તમે નેતાજીને અત્યાર સુધીમાં અરજી નથી કરી?" સૈનિકે સહાનુભૂતિમય સ્વરે પૂછ્યું.

"મને એ ક્યાં ખબર હતી..."

માનું ગળુ બોલતાં બોલતાં ભરાઇ આવ્યું અને એ વધુ બોલી શકી નહિ.

"બા, કેમ રડે છે?" બાળકીએ માના મોં સામુ લળી લળીને જોતાં જોતાં પૂછયું. "નેતાજી તો પાછા આવશે. એ કંઇ થોડા જ અહીંથી ચાલ્યા ગયા છે?"

સૈનિકે માની કેડમાંથી એ બાળકીને લઇ લીધી અને સીસકારા કરીને રાજી કરતાં કરતાં માને કહ્યું :–

"તમે કાલે બપોરે આરઝી–હુકૂમત–એ–આઝાદ–હિન્દની કચેરીમાં જઇને એક અરજી આપી આવજો. ઇશ્વરની ઇચ્છા હશે તો આ બચ્ચીના બાપુજી જલદીજ છૂટીને આવતા રહેશે."

સૈનિકે બાળકીની માને પાછી આપતા 'જય હિન્દ' કહ્યું અને ચાલતી પકડી ત્યારે માના મોંમાંથી પણ 'જય હિન્દ' શબ્દો નિકળી ગયા અને એણે આંખમાંથી આંસુ લુછી નાખ્યા.

એ બાલિકાને કેડમાં લઈ મા ધીરે ધીરે પોતાના ઘર તરફ જવાને ઉપડી. રસ્તામાં મી. પી. મળ્યા. મી. પી. એક યુવક છે અને એને જાપાનીઓએ અંગ્રેજોના જાસૂસ હોવાના શક પરથી ગિરફતાર કર્યો હતો. નેતાજી આવ્યા ત્યારે લોકોએ મી. પી.ના બુઢા પિતાને સમજાવ્યા કે નેતાજીને પી. ના કેસની તપાસણી માટે અરજી કરો. બુઢા પિતાએ લોકોના કહેવા મુજબ કર્યું. અને મી. પી. ના જીવનની સમસ્ત ઘટનાઓ અને એ નિર્દોષ હોવાના પ્રમાણ લખીને નેતાજીની આઝાદ હિન્દ સરકારની કચેરીમાં મોકલી આપવામાં આવ્યા. આ બધીયે વાત માએ ગયા અઠવાડીયે સાંભળી હતી. અને આજે તો મી. પી.ને પોતાની સામે જ જોયા. મી. પી.એ માની સાથે વાત કરવા માંડી અને કહ્યું કે બસ, મને તો એમને એમ જ છોડી દીધો બાપુએ કહ્યું કે નેતાજીએ છોડાવ્યો છે. અત્યારે હમણાં જ હું નેતાજીને પ્રણામ કરીને જ આવું છું. નેતાજી બહુ ભલા માણસ છે. હું તો આઝાદ હિન્દ ફોજમાં ભરતી થઇ ગયો છું."

મા કંઇપણ બોલ્યા ચાલ્યા વગર આગળ ચાલવા લાગી.

"તમે પણ દાદાના માટે નેતાજીને અરજ કરો ને ?" પી. એ માને કહ્યું.

"વારૂ" કહીને માએ ચાલતી પકડી. મી. પી. મા તરફ જોઇ જ રહ્યા. આજે એને માનો વ્યવહાર બહુ જ વિચિત્ર લાગ્યો.

સાત આઠ દિવસ પછી તો એ બાળકીના પિતા જાપાનીઓની જેલમાંથી છૂટીને ઘરે આવી ગયા. મા બાળકીના આનંદનો પાર ન રહ્યો. જે કોઇ પૂછતું એને મા ઠરખબેર સર્વ હકિકત કહી સંભળાવતી કે, નેતાજીને મેં અરજી કરી કે એમણે તાબડતોબ તપાસ કરાવી અને એમને તુરત છોડાવી દીધા."

: ૧૪ :

યુદ્ધ મોરચાપરથી જખ્મી સૈનિકો લવાઈ રહ્યાં હતા. મેમ્યો હૅાસ્પિતાલમાં 'ઝાંસીની રાણી સેના'ની કેટલીક વીરાંગનાઓ કેપ્ટન લક્ષ્મીની સરદારી અને જાત દેખરેખ નીચે એમની સેવા–સુશ્રુષા કરી રહી હતી. સારવારની બારીકમાં બારીક વિગતથી સુપરિચિત થતી અને મીઠા બોલથી રીઝવતી કેપ્ટન લક્ષ્મી જખ્મી સૈનિકના ખાટલે ખાટલે ફરી વળતી હતી.

એ વીરાંગનાઓની રાતો આંખના પલકારામાં વીતી જતી હતી, પણ એ થાકતી નહોતી. પ્રતિપળ એમનો ઉત્સાહ વધતો જતો હતો. દેશની ખાતર જાન કુરબાન કરનારા વીરોની સેવા–સુશ્રુષા કરવાનું સૌભાગ્ય સાંપડવા માટે એમનો ગર્વ માતો નહોતો. જખ્મીઓ પણ કેવળ એટલા વિશ્વાસથી જ અડધી પીડા ભૂલી જતા હતા કે એમની સેવા–સુશ્રુષા કરનારી વીરાંગનાઓ એ જ રસ્તાની રાહદારીઓ છે કે જે રસ્તા પર આગળ વધતા વધતા પોતે શત્રુઓની ગોળીઓ-ના શિકાર થઈ પડ્યા છે.

છેલ્લે છેલ્લે જખ્મીઓનો જે કાફલો લાવવામાં આવ્યો છે, એમાં એક સૈનિકની હાલત બહુ જ ચિન્તાજનક હતી. ડાંકટરે એને ઇન્જેકશન દીધું અને એને હોશ આવ્યા. સર્વના ચહેરા પ્રસન્નતાથી

ખીલી ઉઠયા; પણ કોને ખબર હતી કે બુઝાવા પહેલાં દીવો જોરથી ઝબકારા મારી રહ્યો છે!

'જય હિન્દ.' એ જખ્મી સૈનિક કષ્ટાતો કષ્ટાતો બોલ્યો.

જખ્મીઓથી ભરેલી હોસ્પિતાલની દીવાલો 'જય હિન્દ'ના નાદના પડછંદા પાડી રહી.

"ભાઇઓ, દેશમાં પહોંચીને પાવન ભૂમિને મારાવતી ચૂંબન કરજો." સૈનિક પાછો બોલ્યો.

સાથી સૈનિકો સ્તબ્ધ હતા. ડાકટરે સૈનિકને સાન્ત્વના દીધી, પણ એણે મહરકીને કહ્યું :—

"મને ગર્વ છે કે હું માતૃભૂમિની ખાતર લડતા લડતા મરી રહ્યો છું. ડરપોક–ના મર્દોના મોતે મરીને મેં કુરબાનીના નામને બટ્ટો નથી લગાવ્યો."

"ગભરાઓ નહિ બહાદુર! તમે હમણા! સાજા થઈ જશો! ડાકટર વચ્ચે બોલ્યા.

"નેતાજીના સૈનિક ગભરાય નહીં ડાકટર સાહેબ?" કહી પાછું પોતાના સાથીઓની સામે જોયું અને એણે બોલવા માંડયું. "લાલ કિલ્લા પર જ્યારે હિન્દની આઝાદીનો ત્રિરંગી ઝંડો ફરકવા લાગે અને મારા ભાઇઓ, તમે ત્યાં પેરેડ કર્યા પછી હિન્દ મૈયાના સૌભાગ્યના ગીત ગાઓ ત્યારે એ યાદ કરજો કે તમારા અવાજોમાં મારો પણ અવાજ શામિલ છે..."

સૈનિકનો સ્વર ભાંગવા લાગ્યો. ડાકટરે એક વધુ ઈન્જેકશન દીધું. સૈનિકમાં પાછી થોડીક શક્તિ આવી. એ પાછો બોલવા લાગ્યો :—

"નેતાજી! એકવાર નેતાજીના દર્શન કરવા ઇચ્છતો હતો. ખેર...નેતાજીને મારા વતી 'જય હિન્દ' કહેજો. નેતાજીને એ પણ કહેજો

કે, તમારા હુકમનો અમલ કરવામાં આ અહીંના સિપાહીએ જરા જેટલી યે ભૂલ નથી કરી. નેતાજી, એક વાર નેતાજીના દર્શન કરવાની તીવ્ર ઇચ્છા હતી...જય હિન્દ...ભાઈઓ...મારી બહેનો...જય હિન્દ... આઝાદ હિન્દ...ઝિન્દાબાદ!"

ડાક્ટરની મહેનત નકામી ગઈ. વીર સૈનિકનો પ્રાણ કૂચ કરી ચૂક્યો હતો. એ ત્યાં ચાલ્યો ગયો હતો કે જ્યાં ગરીબી–અમીરી, નાના–મોટા, શોષક અને શોષિત કોઈ નથી હોતું.

બધાંયની આંખો આંસુઓથી ભરાઇ ગઇ.

સૈનિકને દફનાવી દેવામાં આવ્યો. 'જય હિન્દ' અને 'આઝાદ હિન્દ ઝિન્દાબાદ'ના ગગનભેદી નાદોએ એના આત્માને વિદાય દીધી.

અને આવા જખ્મીઓ, આવા દેશ સેવકોની સેવા કરતા કરતા 'ઝાંસીની રાણી સેના'ની વીરાંગનાઓ કઠણ કાળજાની થઈ ગઇ હતી. એમની નસોમાં વહેતું લોહી ઉકળી રહ્યું હતું. એ પરેશાન હતી. એ પ્રત્યેક જાતિ અને પ્રત્યેક પ્રાંતની રહેનારી હતી, પરંતુ આઝાદ હિન્દ ફોજમાં–'ઝાંસીની રાણી સેના'માં ભરતી થયા પછી એમની જાતિ 'હિન્દી' હતી અને એ કેવળ હિન્દની રહેવાસીઓ જ હતી. કઠોર કર્તવ્ય અને મહાન ઉદ્દેશ્યની પૂર્તિ માટે એમણે જીવન અર્પણ કર્યાં હતા: પણ અહીંયા એ પોતાના જખ્મી ભાઇઓની સેવા–સુશ્રુષા કરે છે, શહીદોના છેલ્લાં શ્વાસને બદલે 'જય હિન્દ' કહીને એમને સદાને માટે વિદાય કરે છે. એમની ઇચ્છા અને હોંશ હૈયામાં હિલોળા લઇ રહ્યાં છે.

એક સાંજે એ મોટી સંખ્યામાં ભેળી મળી; અને પરસ્પર એ પ્રશ્નનો વિચાર કરવા લાગી.

"અમે ઈસ્પિતાલમાં રહેવા માટે કંઈ 'ઝાંસીની રાણી સેના'માં દાખલ થયા નથી." એકે પોતાના અંતઃકરણની વાત કહી નાખી.

"દેશના માટે અમે તો અમારૂં જીવન ન્યોચ્છાવર કર્યું છે. જે ભાઇઓની અમે અહીંયા સેવા–સુશ્રુષા કરીએ છીએ, એમની સાથે ખભેખભો મેળાવીને યુદ્ધ મેદાનમાં દુશ્મનને પરાસ્ત કરવાને અમારૂં હૃદય તલપી રહ્યું છે."

'અમે તો યુદ્ધના મોરચા પર જવા માગીએ છીએ."

" હાથોમાં બંદુક અને દિલમાં જોશ લઇને એક વાર અમે દેશની આઝાદીના દુશ્મનોનો મુકાબલો કરવા માગીએ છીએ."

"આપણે દિલ્હી જવું છે. લાલ કિલ્લામાં પેરેડ કરવી છે. દેશને ગુલામીમાંથી મુકત કરવાના યુદ્ધમાં અમે અમારા પ્રાણોની આહૂતિ આપવા ઇચ્છીએ છીએ."

ઉપર પ્રમાણે વિચારોની ઉત્તેજનાપૂર્ણ આપ લે ચાલી રહી હતી ત્યાં વચ્ચે એક ગંભીર અવાજ સંભળાયો. એ અવાજ એમના કમાન્ડર–'ઝાંસીની રાણી સેના'ના સરદાર કેપ્ટન લક્ષ્મીનો હતો.

" પરંતુ નેતાજીનો હુકૂમ છે કે આપણે આપણા જખ્મી–ઘાયલ ભાઈઓની સેવા–સુશ્રુષા, દફતરનું કામકાજ અને રસદની વહેંચણી વિભાગને સંભાળવા."

" તો પછી આપણી સેનાનું નામ 'સેવિકા દળ' જ હોવું જોઈએ." સરદારની વાતનો ઉત્તર આદરપૂર્વક અપાયો.

" 'ઝાંસીની રાણી સેના' નો ઉદ્દેશ્ય અને એના વીરતાપૂર્ણ કાર્યોનો હેવાલ આપણને પોકાર પાડી કહી રહ્યાં છે કે આપણે આપણા ભાઈઓની સેવા કરવા પહેલાં યુદ્ધ મોરચા પર એમની સહાયમાં ઉભા રહીએ અને દુનિયાને દેખાડી દઈએ કે હિન્દની સ્ત્રીઓ સ્વાતંત્ર્ય માટે પોતાના જાન હથેળીમાં લઇને ચાલે છે. એ ઘરોમાં કોમળ–કમનીય નારીઓ છે, પરંતુ કર્ત્તવ્ય પાલન કરતાં

તલવારો હાથમાં લઇ શત્રુનો સંહાર કરવો એ એના માટે કોઈ મોટી વાત નથી."

"આવેશમાં આવી જઇ એમ ન બોલો." કેપ્ટન લક્ષ્મીએ ગંભીર સ્વરે કહ્યું.

"ક્ષણિક ઉત્તેજનામાં અમને વિશ્વાસ નથી. ઉદ્દેશ્યની પૂર્તિ માટે અમારા દિલોમાં આઝાદીની આગ અહોરાત ધગધગી રહી છે." કમાન્ડર કેપ્ટન લક્ષ્મીની વાતને વચ્ચે જ કાપી નાખતા એક સૈનિકા બોલી.

"આ બાબત પર ખૂબ વિચાર કરવાને હું તમને આજનો દિવસ આપું છું. જે નિર્ણય પર આવો, તે મને કાલે જણાવજો." કેપ્ટન લક્ષ્મીએ સૈનિકાઓને સલાહ આપી.

"અમે નિર્ણય કરી ચૂક્યા છીએ. અમને તમે યુદ્ધ મોરચા પર મોકલો. "સૈનિકાઓ એક અવાજે બોલી.

"મને તમારી વીરતા પર વિશ્વાસ છે—એ માટે મને અભિમાન છે, પણ એકવાર ફરીને વિચાર કરી જુઓ." કેપ્ટન લક્ષ્મીએ હસીને જવાબ દીધો.

કેપ્ટન લક્ષ્મીના ચાલ્યા ગયા પછી સૈનિકાઓ થોડીવાર તો વિચાર કરતી બેસી જ રહી. આખરે એક અરજી નેતાજીને આપવાનો નિર્ણય કરવામાં આવ્યો. તેમણે અરજી લખી નાખી :—

"અમારી તાલીમ સંતોષકારક રીતે સંપૂર્ણ થઈ છે, પણ અમને રણમેદાન પર મોકલવાનો ઈન્કાર કરવામાં આવે છે. અમને માંદાઓની માવજત કરવાનું નર્સનું કામ સુપ્રત થયું છે. આમ શા માટે કરવામાં આવ્યું છે એ અમારી સમજમાં આવતું નથી. કોણ જાણે અમારી

પ્રત્યે આવી જાતનું વર્તન કેમ ચલાવવામાં આવે છે? આપે તો અમને વીરાંગના ઝાંસીની રાણીનું નામ આપ્યું છે. આપે અમારી તાલીમ છાવણીની ઉદ્દઘાટન ક્રિયા વખતે અમને એવી ખાત્રી આપી હતી કે અમને પણ ઝાંસીની રાણીની માફકજ રણમેદાન પર યુદ્ધ માટે મોકલવામાં આવશે. અમારા હાથમાં શસ્ત્રો જોઈને શત્રુઓ કંપી ઉઠશે અને બ્રિટિશ ફોજમાંના હિન્દી સૈનિકો પાછા ફરશે.

કૃપા કરીને, અમને તાત્કાલિક યુદ્ધ મોરચા પર મોકલી આપવાનો હુકમ આપો. આપે જ અમને શીખવ્યું છે કે સ્ત્રી અને પુરૂષ આપના મન સમાન છે. આપે જ અમને પુરૂષોની માફક તાલીમ આપી છે. રણમેદાનમાં જઈને પુરૂષની માફક લડવાનો ઉપદેશ પણ આપે જ અમને આપ્યો છે ને? તો પછી પુરૂષો કરતાં અમને જૂદાં કેમ ગણવામાં આવે છે?

અમારી માતૃભૂમિની મૂક્તિ માટે અમારા પ્રાણના બલિદાન આપવાને અમે તૈયાર છીએ, એનો જો આપને પુરાવો જોઈતો હોય તો, એ પુરાવો આપવા માટે આ અરજી પર અમે અમારા લોહીથી હસ્તાક્ષરો કરીએ છીએ. અમારી કસોટી તો કરી જુઓ!

અમે આપના તાત્કાલિક પ્રત્યુત્તરની આશા રાખીએ છીએ. અમારા નેતાજીમાં અમને વિશ્વાસ છે કે અમને એ નહિ જ ભૂલે."

દૃઢ પ્રતિજ્ઞાની સાબીતી આપવા માટે એ અરજી પર બે મહારાષ્ટ્રીય બ્રાહ્મણ કન્યાઓએ, બે બંગાળી બ્રાહ્મણ કન્યાઓએ અને બે ગુજરાતી વણિક કન્યાઓએ પોતાની આંગળીઓ કાપી એના લોહીથી દસ્ખતો કર્યા.

કેપ્ટન લક્ષ્મીએ જાતે જ આ અરજી નેતાજીને પહોંચાડી. નેતાજીએ આ અરજી જોઈ–વાંચીને અભિમાનથી પોતાનું મસ્તક ઉંચું

કર્યું. બલિદાનની ઉચ્ચ ભાવના સ્મીતના રૂપે એમના હોઠ પર ફરકી રહી. માભોમની આઝાદી માટે પુત્ર–પુત્રીઓનો તીવ્ર તરવરાટ એમના મોઢા આગળ તરવરી ઉઠયો. નેતાજીએ અસીમ આહ્‌લાદથી એ વીર બાળાઓને રણમોરચા પર જવાની પરવાનગી આપી; અને એ સૈનિકાઓએ નેતાજીના એ હુકૂમને 'આઝાદ હિન્દ ઝિન્દાબાદ', 'જય હિન્દ', 'ઈન્કિલાબ ઝિન્દાબાદ' અને 'ચલો દિલ્હી'ના ગગન-ભેદી નાદોથી વધાવી લીધો.

: ૧૫ :

આજકાલ કેપ્ટન લક્ષ્મીના દિલમાં કેવળ એકજ ભાવના રમી રહી હતી કે પોતાના દેશની પવિત્ર ભૂમિમાં કોઈપણ પરદેશીઓની સત્તા હોવીજ ન જોઈએ. પોતાની આ ભાવના એ 'ઝાંસીની રાણી સેના'ની સૈનિકાઓમાં ભારોભાર ભરી ચૂકી હતી. એને એ વાતનો પણ પૂરો ભરોસો હતો કે મારો દેશ એક દિવસ અવશ્ય આઝાદ થશે. જે દેશના આબાલ વૃદ્ધ સંતાનો આઝાદીનું યુદ્ધ લડવાને તૈયાર છે, એ દેશ કોઈપણ પરદેશી સત્તાની ધુંસરીમાં લાંબા વખત રહી શકે જ નહિ.

આઝાદી મેળવવાના યત્નો કરતાં કોઈ નવી વિદેશી જાતિને પોતાના દેશમાં ઘુંસવા ન દેવાની પણ એ તકેદારી રાખી રહી હતી કારણ કે આઝાદી મેળવવાના આટલા આટલા ધમસાણો પછી જે પરદેશી સત્તાને પોતાના દેશબાંધવો જડમૂળથી ઉખેડી નાખવા ઇચ્છે છે, એને ઉખેડી નાખીને કોઈ બીજી પરદેશી સત્તાને પોતાની સ્વતંત્રતા સોંપી દેવી એ કેવળ પાગલપણાની પરાકાષ્ટ જ છે. કેવળ આ ભાવનાથી ઉત્તેજીત થઈને એ અને એના અન્ય સાથીઓ—'ઝાંસીની રાણી સેના'ની સૈનિકાઓ રણ મોરચા પર જવાને થનગની રહ્યાં હતાં. એમના સર્વના અંતઃકરણ ખાત્રી આપી રહ્યાં હતાં કે જે પરદેશી સત્તા પોતાની

સ્વાર્થ સિદ્ધિના માટે પોતાના દેશને લાંબો વખતથી ગુલામ બનાવી બેઠી છે, એ સત્તા જરૂર આજે નહિ તો આવતીકાલે સમાપ્ત થઈ જશે. અને એ દિવસે પોતાના દેશબાંધવો સ્વાતંત્ર્ય સંગ્રામમાં પૂર્ણ વિજયી બનશે તેમજ પરદેશી સત્તાને છ અને પાંચ અગિયારા જ ભણવા પડશે.

કેપ્ટન લક્ષ્મીને એ દિન પણ અચ્છી તરેહથી યાદ છે કે જ્યારે 'ઝાંસીની રાણી સેના'ની તાલીમ છાવણીમાં ધર્મ અને કોમવાદની ઝેરી હવા પ્રસરી ગઇ હતી અને જમ્બર સનસનાટી ફેલાઇ ગઇ હતી; પણ એણે પોતાના સાથીઓને મળીને એ પ્રશ્નનો સરળતાથી ઉકેલ કર્યો કે જ્યારે આપણે એક જ ધરતીની ધૂળમાંથી પેદા છીએ, એક જ આસમાનના પાણીથી અને એકજ કુદરતની હવા ખાઇને ઉછર્યા છીએ, એટલું જ નહિ પણ આપણે એક જ દેશના રહેવાવાળા છીએ, ત્યારે ધર્મ અને કોમ ગમે એ હોય પણ આપણે તો સૌ હિન્દીઓ જ છીએ. આપણને બાર ભૈયા અને તેર ચોકા કહી ન શોભે. અને પછી તો દુષિત હવા દૂર થઇ ગઈ, સૌ હળીમળીને સાથે રહેવા લાગ્યા. નીચ ઊંચનો ભેદ પણ એક સપાટે સાફ થઈ ગયો.

બ્રિટિશ સામ્રાજ્યના દૂરપૂર્વના પ્રદેશના એ અજેય અને અભેદ્ય ગણાતા દુર્ગ—સિંગાપુરના પતનની એ પળો પણ કેપ્ટન લક્ષ્મીના સ્મરણપટપરથી ભુંસાઇ ગઇ નહોતી. જાપાનીઓએ જબરદસ્ત ફોજો ઉતારીને ઘમંડી ગોરાઓને હાંકી કાઢ્યા હતા. એ વખતે કેવી હાલત થઇ હતી! ગોરાઓ અને પૂંજીપતિઓ જીવ લઈને નાશી રહ્યાં હતા! બંદરોમાં લાંગરેલાં જહાજોમાં જલ્દી જલ્દી ચઢી જવાને કેટલા ધમપછાડા થયા હતા! હિન્દીઓની ત્યારે કેવી અને કેટલી કફોડી હાલત હતી! જેમણે અત્યાર સુધી અયોગ્ય વર્તાવ દાખવ્યો છે, એ શું અત્યારે વળી સારો વર્તાવ રાખશે એવી આશા રાખવી વ્યર્થ છે.

દેશ આટલાં વર્ષોથી સ્વરાજ્ય માગી રહ્યો છે, પણ ભીખના હાંડલા તે વળી સીંકે ચઢ્યાં કોઇએ જોયા–જાણ્યા છે? હવે તો પોતાની જ તાકાત બતાવવાનો મોકો મળ્યો છે એ નિર્ણય પર ઝડપથી આવતા પોતાને વાર નહોતી લાગી એનું વિસ્મરણ હજી એને થયું નહોતું.

અને પછી તો હતાશ થયેલાં હિન્દીસૈનિકો પૂર્વ એશિયાના હિન્દીઓની એકની એક સંસ્થા–હિન્દ સ્વાતંત્ર્ય સંઘમાં આવી ભળ્યા. સુભાષબાબુ અચાનક પોતાની વચ્ચે આવી ઉભા અને આશા, વિશ્વાસ અને સુંદર ભવિષ્યની કલ્પના કેપ્ટન લક્ષ્મીના મસ્તિષ્કમાં સાકાર થઈ ગઈ.

જનતા કેવી ઉમટી ઉમટીને આવતી હતી અને જોશથી યુદ્ધ સુત્રો અને સંગ્રામ ગીતો ઉચ્ચારતી–ગાતી હતી! નેતાજીના ચરણોમાં પોતાના તન, મન અને ધન ન્યોચ્છાવર કરવાને કેવી આતુરતા પ્રગટી રહી હતી! એ બધુંય વિચારતા વિચારતા આજે કેપ્ટન લક્ષ્મીની છાતી ફુલી ફાલી રહી હતી.

દેશની સ્વતંત્રતા માટે પરદેશમાં પોતાના દેશબાંધવો ભેળા થઈને એક જગ્યાએ એકઠા થઇ બેસે ઉઠે એવો જે સંકલ્પ કર્યો હતો એ આજે કેપ્ટન લક્ષ્મીને ફળ્યો લાગતો હતો. આજે કોઈ હિન્દુ ન હતું કે ન તો કોઇ મુસલમાન હતું. સર્વ કોઈ હિન્દી જ હતા અને કોઈ પણ ભોગે પોતાની માભોમને આઝાદ કરવાના એક જ લક્ષ્યથી દોરવાઈ રહ્યા હતા.

અને નેતાજીની વાણીની અસર કોના પર નહોતી થઈ? અને કોણે એમની વાણીનો મર્મ અને એમના આત્મામાં છૂપાયેલી આતુરતા તથા સ્વાતંત્ર્ય સંપાદન માટેની બેચેનીનો અનુભવ નહોતો કર્યો? સર્વ કોઈ જાણતા હતા કે એ આતુરતા, એ બેચેની એકલાં નેતાજીની નહી પણ આડત્રીસ કરોડ હિન્દીઓની હતી.

એ ગીત આજે પણ કેપ્ટન લક્ષ્મીના કાનોમાં ગુંજી રહ્યું હતું કે જે પોતાની 'ઝાંસીની રાણી સેના'ની સૈનિકાઓ કોઈપણ રાષ્ટ્રીય કાર્ય કરતા પહેલાં ગાતી હતી :—

" જન મન, ગણ અધિનાયક જય હે,
ભારત ભાગ્ય વિધાતા......"

એ ગીત અને એમની ભીડનો કોમળ સ્વર, એ દશે દિશાઓને કંપાવી દેતો જયજયકાર, એ હજારો કંઠોથી ફૂટી રહેલો ધ્વનિ, એ આત્માનો અવાજ આજે પણ પડછંદ પડઘા પાડી રહ્યો હોય એમ કેપ્ટન લક્ષ્મીને લાગી રહ્યું હતું.

એ મહત્વપૂર્ણ અને ગૌરવદિનની યાદ એના અંતરમાં અનેરી લાગણી પેદા કરી, જ્યારે 'ઝાંસીની રાણી સેના'ની હજારો સૈનિકાઓ લાંબી લાંબી કતારમાં રણમોરચા પર જતાં જતાં બુલંદ સ્વરે પ્રયાણ ગીત ગાઈને આકાશને ગજાવી રહી હતી. એ પ્રયાણ ગીતના પડઘા અત્યારેય એના દિલમાં પડવા લાગ્યા અને એ ગીત તાલબદ્ધ ગવાતું એ સાંભળવા લાગી :—

" કદમ કદમ બઢાયે જા,
ખુશી કે ગીત ગાયે જા;
યે જિન્દગી હૈ કૌમકી,
તું કૌમ પર લુટાયે જા.

તું શેરે હિન્દ આગે બઢ,
મરનેસે ફિરભી તું ન ડર;
આસમાં ઉઠા કે સર,
જોશે વતન બઢાયે જા.

તેરી હિમ્મત બઢતી રહે,
ખુદા તેરી સુનતા રહે;

જો સામને તેરે બઢે,
  તૂં ખાકમેં મિલાયે જા.
ચલો દિલ્લી પુકારકે,
  કૌમી નિશાં સંભાલકે;
લાલ કિલ્લે પે ગાઢકે,
  લહરાયે જા લહરાયે જા."

આજે કેપ્ટન લક્ષ્મીના હૃદયમાં વારંવાર એ જ ભાવના જાગી રહી હતી કે જે માતૃભૂમિમાં આજે-દમનનો દોર ચાલી રહ્યો છે, એની રક્ષા કરવાનો પ્રશ્ન પ્રાધાન્ય છે.

અને ખરેખર કેપ્ટન લક્ષ્મીના તેમજ એની શૂરી સૈનિકાઓના કદમ તેજીથી આગળ વધી રહ્યાં હતા અને એમ લાગી રહ્યું હતું કે કૌમી નિશાન—એ ત્રિરંગી રાષ્ટ્રીયધ્વજ દીલ્હીના લાલ કિલ્લા પર જલ્દીજ ઉડવા લાગશે.

## : ૧૬ :

**ઘનઘોર** અંધારી રાતો, પહાડી કંદરાઓ અને ભયંકર બિયાબાન જંગલોની કઠિન અને કારમી લડાઈમાં ભૂખી, તરસી અને થાકીને લોથપોથ થઈ ગયેલી 'ઝાંસીની રાણી સેના'ની સૈનિકાઓ બલિદાન અને આશાની મહાન શક્તિથી ઉત્સાહિત થઈ રહી હતી. પરેશાનીની એક પણ રેખા એમના કોમળ અને કમિનય ચહેરા પર નજરે પડતી નહોતી. એમણે પોતાના પ્યારા નેતાજીની સામે પુરુષ સમોવડી બનવાની પ્રતિજ્ઞા કરી હતી; પોતાના નિજરક્તથી સ્વાતંત્ર્યના સોગંદપત્ર પર હસ્તાક્ષર કર્યા હતા. એમણે પોતાના તન, મન, ધન અને સ્વજનો પ્રતિનો મોહ છોડી દઈને દેશના માટે—માભોમની મુક્તિ માટે કંઈક કરી છૂટવાનું બીડું ઉઠાવ્યું હતું. એ કંઈ પેટની આગ બુઝાવવાને માટે લડી રહી ન હતી. એ તો દેશની—પોતાની માભોમની આઝાદીના માટે જબ્બર જંગ ખેલી રહી હતી. લગની એમને રસ્તો દેખાડી રહી હતી. સફળતા એમને તન—બદનની મુસીબતોથી મુક્ત કરી રહી હતી.

પૃથ્વીના પટ પર ઘનઘોર અંધકાર પથરાઈ રહ્યો હતો. સુનસાન જંગલમાં ઠંડી હવા મંદ મંદ લહેરી રહી હતી. એ જંગલી ઘાટી કાંટાળી ઝાડીઓ અને ખડબચડી, ઉંચી નીચી પહાડીઓને પાર કરવા કાંકરાળી પગ—કેડિયો પર પગ ટેકવતી 'ઝાંસીની રાણી સેના'ની

સૈનિકાઓ ચૂપ ચૂપ પણ મક્કમપણે આગેકૂચ કરી રહી હતી. જરા જેટલો ય પગરવ ન થાય એની ચિવટ રાખીને એ ચપળ ચતુરાઓ ચિલઝડપે આગેકદમ કરી રહી હતી.

મોટું મળસ્કું થતાં પહેલાં જ આખરે એક ઊંચા પહાડ પર સારી યે સેના આવીને અટકી ગઇ. સર્વ સૈનિકાઓને ખાસ સંભાળીને ગોઠવાઇ જવાનો પોતાના સરદાર–કેપ્ટન લક્ષ્મીનો આદેશ મળ્યો. અને મીટ માંડતા જ મોરચો બરોબર બંધાઇ ગયો.

મૌલમીનના મોરચા પર ' ઝાંસીની રાણી સેના 'ની સૈનિકાઓ ' ગુલામ હિન્દ ફોજ 'નો રસ્તો રોકી પડી હતી. આજ કાલ એમનું કાર્ય પહેલાંથી જબ્બર જવાબદારી ભર્યું થઈ ગયું હતું. એમને યુદ્ધમાં ઊતરવાનું અને જખ્મીઓની સેવા–સુશ્રુષા કરવાનું એમ એકી સાથે બે જવાબદારીઓ અદા કરવાની હતી.

એ મોરચાથી એકાદ માઇલ છેટે ' ગુલામ હિન્દ ફોજ 'નો પડાવ હતો. આ પહાડ પર આઝાદ હિન્દ ફોજની ' ઝાંસીની રાણી સેના'ની સૈનિકાઓ હોવાની એમને કલ્પના સરખી ન હતી.

'ગુલામ હિન્દ ફોજ'ના સિપાહીઓની પાસે હરેક પ્રકારની યુદ્ધ સામગ્રી, ટેન્ક, મોટરો હતી; ભોજનનો સામાન હતો અને સૈનિકોની અપાર સંખ્યા હતી. જ્યારે આઝાદ હિન્દ ફોજની 'ઝાંસીની રાણી સેના'ની સૈનિકાઓ પાસે કેવળ હાથેથી ફેંકવાના ગોળા અને રાઈફલો હતા, ખાવાનો સામાન કમી હતો, અન્ય ઉપયોગી સામાન પર્યાપ્ત ન હતો, પરંતુ એ બન્ને ફોજોના ઉદ્દેશ્ય ભિન્ન ભિન્ન હતા.

મૌલમીનના એ મોરચા પર 'ગુલામ હિન્દ ફોજ'ના સૈનિકો પેટ ભર ભોજનના માટે લડવાને તૈયાર થઈ રહ્યાં હતા, જ્યારે સામે

સ્વાધીનતાની સિદ્ધિ સંપાદન કરવાના એક માત્ર ઉદ્દેશ્યથી ભૂખી તરસી વીર બાળાઓ અલ્પ અસ્ત્ર શસ્ત્ર લઈને ઉભી હતી.

ગાઢ જંગલ હતું, રસ્તો ખડબચડો અને ખાડા ખઈઓવાળો હતો. મુખ્ય મથકથી મદદ પહોંચે તેમ ન હતું, છતાંય એ વીરાંગના-ઓના ચહેરા પર નિરાશાની એક પણ નિશાની ન હતી. એમની સામે એકજ મહાન ઉદ્દેસ્ય હતો જે એમને પ્રત્યેક પરેશાનીમાંથી ઉગારી લઇ ઉત્સાહિત કરી રહ્યો હતો અને એ ઉદ્દેસ્ય હતો કેવળ 'હિન્દ મૈયાની મૂક્તિ' 'હિન્દના સ્વાતંત્ર્ય માટે આપણા જીવનનું બલિદાન આપવું જ પડશે' એ નેતાજીના વાક્ય એમને અસીમ સાહસ અને અપાર બળ અર્પી રહ્યાં હતાં.

એ મોરચાના પહાડ નીચેની ખીણ સુધી 'ગુલામ હિન્દ ફોજ'ના સૈનિકો કૂચ કરતાં કરતાં આવી પહોંચ્યા. બંદુકો ચલાવવાનો હુકમ મળવાની 'ઝાંસીની રાણી સેના'ની સૈનિકાઓ રાહ જોઈ રહી. પ્રતિપળે એમને શિકાર હાથમાંથી છટકી જતો જણાયો; પણ આખરે કેપ્ટનનો હુકમ છૂટયો...ધાણી ફૂટે એમ ગોળીઓ ફૂટવા લાગી. ઘોડા દબાય, ગોળીઓ છૂટે, બંદુકો ભરાય, ફરી ઘોડા દબાય, ફરીથી ગોળીઓ છૂટે.

'ગુલામ હિન્દ ફોજ'માં ગભરામણ વછૂટી ગઈ. કોઈ દૈવી કોપ સમ શત્રુઓ ફૂટી નીકળશે એમની અલ્પ પણ એમને કલ્પના નહોતી. આમથી તેમ એ આગળ પાછળ થવા લાગ્યા. ઉંચે પહાડ પરથી અને ઝાડીઓમાંથી અદ્રશ્ય રીતે વરસી રહેલી ગોળીઓથી એ ઘાયલ થઈને પડવા લાગ્યાં. 'ગુલામ હિન્દ ફોજ'માં ભારે ભંગાણ પડ્યું.

'સંગીનો ચડાવો' અને છેલ્લે 'હુમલો કરો'નો સૈનિકાઓને પોતાના સરદારનો હુકમ મળ્યો.

સૈનિકાઓ ઉછળતી—કુદતી આગળ આવી અને ડુંગરની ધાર

ઉપરથી નીચે ખીણ તરફ દોટ દઇને દોડવા લાગી. આ દોડાદોડીમાં, અડફટમાં આવી જતા અનેક સૈનિકાઓ પડી ગઇ પણ પાછળ દોડતી આવતી સૈનિકાઓ થંભી નહિ. એમણે પોતાના પગવતી પોતાની જ બહેનોને કચડતી 'જય હિન્દ'ની માદક ગર્જના સાથે દોટ ચાલુ જ રાખી. આજુબાજુના નાના મોટા બધા ય ડુંગરાઓ પર અને ઝાડ–ઝાંખરામાં 'ઝાંસીની રાણી સેના'ની સૈનિકાઓ જ હતી. એ સર્વ આગે દોડી રહી હતી; અને 'આઝાદ હિન્દ ઝિન્દાબાદ' તથા 'ઇન્કિલાબ ઝિન્દાબાદ'ની ગર્જનાઓ ચોમેરથી ઉઠી રહી હતી. 'ચલો દિલ્હી'નો નાદ એમને અધિક ઉન્માદી બનાવી રહી હતી.

પહેલા જ હુમલામાં સૈનિકાઓએ દુશ્મનના છક્કા છોડાવી દીધા હતા. પોતાની વીરતા અને સાહસની 'ગુલામ હિન્દ ફોજ' પર છાપ પાડી દીધી હતી.

'ગુલામ હિન્દ ફોજ'ના સૈનિકોની ગોળીઓ અને બોંબ વર્ષા સોળ સોળ કલાક સુધી 'ઝાંસીની રાણી સેના'ની એ શૂરી સૈનિકાઓએ અસીમ સાહસથી સહન કરી–અનેક વીરાંગનાઓએ પ્રાણાર્પણ કર્યાં પરંતુ દેશના નામ પર જાન કુરબાન કરવાવાળી એ કુળલક્ષ્મીઓ હતોત્સાહ ન બની. અંતિમવાર 'જય હિન્દ' શબ્દોચ્ચાર કરી;

"સબ મિલ કર હિન્દ પુકારે
જય આઝાદ હિન્દ કે નારે
પ્યારા દેશ હમારા

જય હો, જય હો, જય હો, જય હો, જય હો!" ના પ્રચંડ પડઘા પાડી;

'કદમ કદમ બઢાએ જા,
ખુશી કે ગીત ગાયે જા;
યે જિન્દગી હૈ કૌમકી,
તૂં કૌમ પર લુટાયે જા.

"કદમ...કદમ..." કંઠેથી લલકારતી, હસતી હસતી એમણે વીર ગતીને પ્રાપ્ત કરી; અને મૃત બહેનોના માટે ચિંતિત થયા સિવાય બાકીની સૈનિકાઓ પોતાના સ્થાન પર અટલ અને અડગ ખડી રહી.

'ગુલામ હિન્દ ફોજ' વિખેરાઈ ગઈ. સારું યે રણમેદાન દુશ્મનોથી સાફ થઈ ગયું અને 'ઝાંસીની રાણી સેના'ની એ સૈનિકાઓ આશાયેશ લે એ પહેલાં જ આઝાદ હિન્દ ફોજના મુખ્ય મથકથી પાછા ફરવાનો હુકમ મળ્યો. ઈચ્છા ન હોવા છતાં ય એમને ઊચ્ચ અફસરોની આજ્ઞાનું પાલન કરવું પડયું.

ઈતિહાસ આ વીરબાળાઓના શૌર્યની કહાણીઓ ચમકાવશે. ભવિષ્યમાં ભારતના સંતાનો એમાંથી શિક્ષણ મેળવશે.

હિન્દી સ્ત્રીઓની શૂરવીરતા—વીરતાની સામે દુનિયાભરની કોઈપણ જાતિ ટકી શકે તેમ નથી અને નેતાજીના સંગઠ્ઠનમાં કેટલી શકિત હતી અને હિન્દી મહિલાઓ દેશને માટે શું કરી શકે છે એનું અનુપમ ઉદાહરણ એમણે અદ્‌ભૂત રીતે જગતને પુરૂં પાડેલ છે. આવી વીરાંગનાઓને પેદા કરનાર દેશ અને જાતિ ઈતિહાસમાં સર્વોચ્ચ મહત્તાની અધિકારી છે એ એમણે પુરવાર કરી આપ્યું છે.

: ૧૭ :

**શહીદોની** પુણ્યસ્મૃતિનો એ દિન હતો. સૈનિકો અને જાહેર જનતામાં જોશ, ઉત્સાહ અને ઉમંગ માતા નહોતા.

રંગુનનો એ જાણીતો જ્યુબિલી હોલ ખીચોખીચ ભરાઈ ગયો હતો. અમર શહીદ ભગતસિંગ, રાજગુરૂ અને સુખદેવના 'ઇન્કિલાબ ઝિન્દાબાદ'ની ઉદ્‌ઘોષણા સાથે ફાંસી પર ચઢી જવાના; ચંદ્રશેખર આઝાદના વીરગતિ પ્રાપ્ત કરવાના; કોમિલ્લાના ડિસ્ટ્રિક્ટ મેજીસ્ટ્રેટને ગોળીએ દેનાર સુનીત અને શાન્તિની વીરતા અને બંગાળના ગવર્નર પર કલકત્તા યુનિવરસિટિ કોન્વોકેશન હોલમાં ગોળીબાર કરનાર વીણા-દાસની બહાદુરીના અનેક વક્તાઓએ ઓજસ્વી ભાષામાં વર્ણન કર્યું. કાયાની કણીએ કણીને મૃત્યુના ખપ્પરમાં હોમીને લાહોર જેલમાં પ્રાણ ન્યોછાવર કરનાર વીર વર જતીનદાસની બલિદાનની પણ અમર કહાણી સંભળાવાઇ ગઈ.

શ્રોતાઓની આંખો આંસુથી ભીંજાઈ ગઇ. સારોયે જ્યુબિલી હોલ જાણે સિસકારા ભરતો ભરતો રોવા લાગ્યો.

આવા ગંભીર વાતાવરણમાં નેતાજી મંચ પર ઉભા થયા અને પોતાના માર્મિક ભાષણમાં દેશની આઝાદી માટે અપીલ કરતા કહેવા લાગ્યા :—

" હિન્દ મૈયા હવે આઝાદ થયા વગર રહી શકે તેમ નથી. પરંતુ આઝાદી તો બલિદાન માગે છે. એ આઝાદી તમારી શક્તિ, સંપત્તિ અને સર્વસ્વનું બલિદાન માગે છે. એ ઇચ્છે છે કે તમે તમારા આરામ, સુખ, સગવડ, ભોગ–વિલાસ, આમોદ–પ્રમોદ, ધન–સંપત્તિ આદિ સર્વસ્વનો આપણા ક્રાંતિકારિઓની જેમ ન્યોચ્છાવર કરી દો. તમે તમારા બાળકોને યુદ્ધ માટે જરૂર સૈનિકો બનાવી દીધા છે, પરંતુ આઝાદીની દેવી એટલાંથી સંતુષ્ટ થઇ શકી નથી. એને તો હાથમાં માથા લઈ યુદ્ધ મોરચે ઘુમનારા કેસરીયા કટક ખપે છે, એને તો એવા જાન કુરબાન કરનારા વિદ્રોહી સ્ત્રી–પુરૂષો જોઇએ છે જે ખાંડાની ધાર પર ખેલવાને ખુશી હોય, હસતા હસતા મૃત્યુને આલિંગન કરવાને આતુર હોય અને પોતાના ખૂનના ખાબોચિયામાં દુસ્મનને ડુબાડવાને થનગની રહ્યા હોય.

" તૂમ મુઝકો ખૂન દો
મૈં તુમકો આઝાદી દૂંગા

આ આઝાદીની પોકાર અને માંગ છે."

" અમે તૈયાર છીએ, લો, અમારૂં આ ખૂન લો,..." ના અવાજથી એ આખો યે જ્યુબિલી હોલ ગાજી ઉઠયો.

" હું ભાવાવેશમાં તમારી પાસે કંઇ કરાવવા માગંતો નથી."

નેતાજીએ ભારે ગંભીરતાથી કહ્યું, "હું તો એમ ઇચ્છું છું કે તમારામાંથી એવા વિદ્રોહીઓ આગળ આવે કે જેઓ શિરસમર્પણના પ્રતિજ્ઞાપત્ર પર હસ્તાક્ષર કરે. સ્વાતંત્ર્ય દેવીની બલિવેદી પર મૃત્યુ સાથે આલિંગન જ કરવાનું આ આવેદન–પત્ર છે."

"અમે હસ્તાક્ષરો કરવાને તૈયાર છીએ." જ્યુબિલી હોલના ખુણેખુણામાંથી અવાજ ઊઠી રહ્યો.

"પણ મૃત્યુ સાથે આલિંગન કરવાના આ આવેદન–પત્ર પર સામાન્ય શાહીથી હસ્તાક્ષર કરવાના નથી. એ તો તમારે તમારા ખૂનથી કરવા પડશે. એવા હસ્તાક્ષરો કરવાની હિંમત હોય તે આગળ આવે! માભોમની મુક્તિ માટે તમારા ખૂનની મહોર મારી આંખની સામે મરાય એમ હું ઇચ્છું છું." નેતાજીએ ગર્જના કરતા અવાજે કહ્યું.

સારી યે જનતા એક પગે ઉભી થઇ ગઈ અને એ માનવ–મહાસાગરમાં ભરતી આવી ગઇ.

માનવમેદનીનો ઉત્સાહ ધોધ આગળ ને આગળ ધસવા લાગ્યો. પ્રથમ હસ્તાક્ષરો કરનારાઓ તો ક્યારના ય મંચ પર ચડી ચૂક્યા હતા.

પરંતુ સ્ત્રીઓએ મંચની સામેનો ભાગ ઘેરી લીધો હતો. 'મારૂં ખૂન લ્યો, મારૂં લોહી લ્યો,'ની બૂમો સાથે શ્રોતાઓએ મંચ પર ધસારો કર્યો. વ્યવસ્થા જાળવવી પણ ઘડીભર મુશ્કેલ થઇ પડી.

સત્તર સુંદરીઓએ સૌથી પહેલા પોતાના આંગળાઓ ઉપર ચપ્પુ, ટાંકણી, છૂરીથી શ્રોતાઓની નજર સામે ઘા કર્યા. અને લોહીના ધારાઓ વહેવા માંડી. એ લોહીના ટીપામાં કલમ બોળી બોળીને એ સત્તર કન્યાઓએ કેસરીયા કટકના એ પ્રતિજ્ઞાપત્ર પર પોતાના હસ્તાક્ષર કર્યા.

એ સત્તર સ્ત્રીઓમાં ગુજરાતી, પંજાબી, અને દક્ષિણી બહેનો મોખરે હતી.

એ પછી તો એ જ્યુબિલી હોલના ખુણેખુણામાં રક્તાક્ષરે એ શિરસમર્પણના પ્રતિજ્ઞાપત્ર એ મૃત્યુખત પર દસ્ખતો કરાવા લાગ્યા. મૃત્યુના-ઓવેદનપત્રપર પોતાના લોહીથી હસ્તાક્ષર કરવાનું કામ લાગલાગટ એક કલાક સુધી ચાલુ રહ્યું. એ સમયનો ઉત્સાહ અને માતૃભૂમિની મૂક્તિના માટે મૃત્યુતર આલિંગન કરવાના એ આવેદન પત્ર-મૃત્યુખતપર હસ્તાક્ષર કરવાની જાણે હોડ ચાલી રહેલી નજરે પડતી હતી. કેસરીઆવસ્રો પહેરીને મૃત્યુને ભેટવા માટે યુદ્ધક્ષેત્રમાં જનારા રાજપૂતોની પરંપરા જાણે હજુ ય નાશ નથી પામી એમ જણાઈ રહ્યું હતું.



૭

## : ૧૮ :

**મા** ભોમની બંધન-મૂક્તિ માટે મથતાં મરજીવાઓની એ મરણીયા ફોજ-આઝાદ હિન્દ ફોજ આજે દિવસોથી મણિપુરના પાટનગર ઇમ્ફાલને ઘેરો ઘાલી પડી હતી.

ચોમાસા પહેલાં ઇમ્ફાલને હાથ કરવાની યોજના હતી, પણ કુદરતનો કોપ એકાએક ઉતરી પડયો. અણધાર્યો મૂશળધાર વરસાદ પડવા લાગ્યો. રસ્તાઓ કાદવ કીચડથી જામી ગયા.

ઉંચા ઉંચા ઝાડો, ગાઢ ઝાડિયો, આડાઅવળા ખડબચડા રસ્તાઓ, ખાવાપીવાના સાધનોનો અભાવ, જલ્દીથી મોરચા પર પહોંચી જવા માટે મોટરો નહિ, શસ્ત્રોની તંગી અને પ્રકૃતિનો કોપ અને દુશ્મનોની ચઢિયાતિ તાકાત આઝાદ હિન્દ ફોજના મરજીવાઓને અકળાવી રહ્યાં હતા; પણ સર્વ સંકટો પર વિજય પ્રાપ્ત કરવાને એમના હૃદય મજબૂત હતાં, એમનો જુસ્સો અણનમ હતો, એમની પ્રતિજ્ઞા દ્રઢ હતી.

ગુલામ હિન્દની ફોજની તોપો ગર્જવા લાગી અને સૈનિકોનો શોર પૃથ્વીને કંપાવી રહ્યો. જોરથી વિજળી એકાએક ચમકવા લાગી. મોરચો પ્રતિપળ ભયાનક થઈ રહ્યો.

આઝાદ હિન્દ ફોજમાં સૈનિકો અલ્પ સંખ્યામાં હતા; અને વળી મુસીબતો પાછી સામે આવી ઉભી હતી. પ્રભાતે શું થશે એની ચિંતા આજે અફસરોને હેરાન કરી રહી હતી. બે ત્રણ મુખ્ય સૈનિકોની સાથે કમાન્ડરે સારી યે રાત મસલત કરવામાં વીતાવી દીધી. મસલત પછીનો નિર્ણય એક જ હતો કે પ્રાતઃકાળે હુમલો કરવો. પરંતુ એ પણ એમને સ્પષ્ટ હતું કે આ હુમલામાં પોતે ફાવે તેમ ન હતું. વ્યર્થ જાન ગુમાવવાથી કંઇ મળે તેમ નહતું. તો પછી કરવું શું? સવાલ બહુ કપરો હતો.

હંમેશના કાર્યક્રમ મુજબ આઝાદ હિન્દ ફોજના સૈનિકોનું ગીત પ્રભાત થતાં જ ગુંજી ઉઠયું:—

"શુભ સુખ ચૈનકી બરસા બરસે,
ભારત ભાગ હૈ જાગા;
પંજાબ, સિંધ, ગુજરાત, મરાઠા,
દ્રાવિડ, ઉત્કલ, બંગા;
ચંચળ સાગર, વિન્ધ્ય, હિમાલય,
નીલી જમુના ગંગા;
તેરે નિત ગુન ગાવેં,
તુઝસે જીવન પાવેં,
સુરજ બનકર જગ પર ચમકે,
ભારત નામ સુભાગા;
જય હો, જય હો, જય હો, જય હો, જયહો.

સુબહ, સવેરે પંખ પંખેરુ,
તેરે હી ગુન ગાવેં;
બાસ ભરી ભરપૂર હવાએં,
જીવનમે ઋતુ લાવેં;

સબ મિલકર હિન્દ પુકારે,
જય આઝાદ હિન્દ કે નારે,
પ્યારા દેશ હમારે
સુરજ બનકર જગ પર ચમકે,
ભારત નામ સુભાગા;
જય હો, જય હો, જય હો, જય હો, જય હો!"

ગીત પુરૂં થયું અને જાણે નવી જિન્દગી આવી ગઈ. બધાયના ચહેરા ઉત્સાહથી ચમકવા લાગ્યા, પણ દુશ્મનોની છાવણીમાં કોઈ હરકત ન દેખાઈ.

આઝાદ હિન્દ ફોજના મરણીયા સૈનિકોને એમ લાગી ગયું કે આજે આ છેલ્લીવાર જ એમણે માતૃભૂમિની વંદના કરી છે. હવે આપણુ લઇને દેશની સ્વતંત્રતાનું યુદ્ધ લડતા લડતા વીરગતિ જ પ્રાપ્ત કરવાની છે.

બરોબર આ વખતે જ સૈનિક હરિસિંહ ત્રિરંગી ઝંડો લઈ સરદારની સામે આવી ઉભો અને પોતાના સરદાર–કમાન્ડરને 'જય હિન્દ' ઉચ્ચારી સલામ કરીને કહ્યું :—

'એક વાર એ લોકોની પાસે જવાનો હુકમ આપો. એમના દિલમાં હિન્દી હોવાની જો જરા જેટલીયે અસર હશે, અગર તો એમની નસમાં હિન્દી લોહીનું એક પણ ટીપું હશે તો એ નમ્યા વગર રહેશે નહિ.'

સરદાર વિચારમાં પડી ગયા.

"આ વિચાર કરવાનો વખત નથી, સરદાર સાહેબ!" હરિ-સિંહ પાછો બોલ્યો. "મારો ખ્યાલ કદાચ જૂઠો ઠરે અને એ મને ગોળીએ દેશે તો મારા આત્માને આનંદ થશે કે હું મારા પોતાના

દેશબાંધવોના હાથે મારા દેશની ખાતર મરી ગયો છું. આપ મને હુકમ કરો. મારી પરિક્ષાનો આ સમય છે."

સરદારે કોઇ પણ પ્રકારનો વિચાર ન આવતા—કોઇપણ પ્રકારની સુઝ ન પડતા એમને એમ હરિસિંહને મરજી મુજબ કરવાની આજ્ઞા આપી દીધી. બીજા સૈનિકો પણ હરિસિંહની સાથે જવાને તૈયાર થઇ ગયા. પણ સરદારે તેમને મનાઈ ફરમાવી દીધી.

હરિસિંહ આગળ ને આગળ વાઘની જેમ જઈ રહ્યો હતો. ત્રિરંગી ઝંડો પવનમાં લહેરી રહ્યો હતો અને હરિસિંહનો સ્વર સંભળાઇ રહ્યો હતો.

" કદમ કદમ બઢાયે જા,
ખુશીકે ગીત ગાયે જા;
યે જિન્દી હૈ કૌમકી,
તૂં કૌમ પર લૂંટાયે જા,
કદમ ...કદમ ......... "

હરિસિંહ આંખોથી અદ્રષ્ય થઇ ગયો. બાકીના સૈનિકો હજુ જ્યાંના ત્યાં ઉભા ઉભા એ ગીત લલકારી રહ્યાં હતાં.

થોડીવાર પછી 'જય હિન્દ' અને 'દિલ્હી ચલો'ના નાદથી આકાશ ગુંજી ઉઠ્યું. હરિસિંહ મોઢા આગળ ત્રિરંગી ઝંડો લઇ અને એની પાછળ ત્રણસેંહ હિન્દી સૈનિકોનું દળ આઝાદ હિન્દ ફોજના પડાવ પર આવી પહોંચ્યા. સરદારે હરિસિંહને અંતઃકરણના અભિનંદન આપ્યા અને નેતાજીએ 'શેરે હિન્દ'નો ખિતાબ આપી એનું અપૂર્વ સન્માન કર્યું.

પણ આઝાદ હિન્દ ફોજની સામે નવો મોરચો બાંધવાનો કઠિન પ્રશ્ન ખડો થયો. જાપાનીઓનો એના પર જરા જેટલોય ભરોંસો ન હતો. એ નાની નાની ટુકડીઓમાં વહેંચી દઇ એને પોતાના સહાયક

કે પૂરકરૂપે પોતાની સાથે રાખવા માગતા હતા. જાપાનીઓ આઝાદ હિન્દ ફોજને આધુનિક યુદ્ધને આવશ્યક શસ્ત્રો કે પુરવઠો આપતા ન હતા.

આખરે આઝાદ હિન્દફોજને પીછેહઠ કરવાની ફરજ પડી. ફોજમાં ભારે અસંતોષ અને નિરાશા પ્રસરી ગયા.

આંખોની સામે નાચતો વિજય હાથમાં ન આવ્યો. જાપાનીઓએ રંગુન ખાલી કરી નાખ્યું. આઝાદ હિન્દ સરકારના વડામથકને પણ ખસેડવાની અનિવાર્ય આવશ્યકતા ઊભી થઈ. ઝાંસીની રાણી સેનાને મોરચાપરથી પાછી બોલાવી લેવામાં આવી. રંગુનમાં વ્યવસ્થા જાળવવા સાત હજાર સૈનિકોને રાખી નેતાજી બેંગકોક જવા ઉપડી ગયા.

: ૧૯ :

**આ**સામ મોરચા પર ઉગ્ર યુદ્ધ ખેલાઈ રહ્યું હતું અને આઝાદ હિન્દ ફોજના સંખ્યાબંધ સૈનિકો ઘાયલ થયા હતા. ઘડીએ ઘડીએ ઘાયલોને મોરચા પરથી ડોળીએ ઘાલીને કલ્વાની એ યુદ્ધ-ઇસ્પિતાલમાં લાવવામાં આવી રહ્યાં હતાં.

બ્રહ્મદેશના એ ગાઢ જંગલોથી ઘેરાયેલા અને અશિક્ષિત તથા જંગલી જનવસતી વચ્ચે આઝાદ હિન્દફોજના સૈનિકોની સારવાર માટે આઝાદ હિન્દ સરકાર તરફથી એક ખાસ ઇસ્પિતાલ ખોલવામાં આવી હતી. આઝાદ હિન્દફોજની એ ઇસ્પિતાલ કેપ્ટન લક્ષ્મીના તાબામાં હતી.

પરિસ્થિતિએ પ્રચંડ પલટો ખાધો હતો. નેતાજીએ કેપ્ટન લક્ષ્મીને પોતાના સાથીઓ સાથે રંગુન ચાલ્યા જવાનું કહેણ મોકલ્યું હતું પણ એમનાથી કાલ્વાની એ ઇસ્પિતાલમાં જખ્મી દર્દીઓને છોડીને ચાલ્યા જવાનું બની શક્યું નહીં.

કાલ્વાની એ ઇસ્પિતાલમાં અત્યારે કેપ્ટન લક્ષ્મી અને એની આઠ સૈનિકાઓ અહોરાત કામ કરી રહી હતી. ઇસ્પિતાલના રક્ષણાર્થે રાખવામાં આવેલાં જાપાની અને આઝાદ હિન્દફોજના સૈનિકો એમને રક્ષણ આપવા ઉપરાંત અન્ય મદદ પણ કરી રહ્યાં હતાં.

એકાએક આકાશમાં વિમાનો ચઢી આવ્યાં અને જોતજોતામાં એમાંથી છત્રી સૈનિકો–બ્રિટિશ પેરેશુટ ટુકડીના સૈનિકો જમીન પર ટપકી પડયાં. હૉસ્પિતાલનું રક્ષણ કરી રહેલાં જાપાની અને આઝાદ હિન્દ ફોજના સૈનિકોના પડાવ પાછળ જ એ ઉતર્યા. હૉસ્પિતાલ પર ધાડ પાડવાને એ એકસો છત્રીસ બ્રિટિશ પેરેશુટ–છત્રી સૈનિકો લપાઈને લાંબીવેળા પડયાં રહ્યાં.

મોરચા પર સંખ્યાબંધ જખ્મી થઈ પડેલાં સૈનિકોને તાબડતોબ હૉસ્પિતાલમાં લાવીને સારવાર કરવાની જરૂર હતી. અન્ય માણસોના અભાવના કારણે હૉસ્પિતાલના એ રખેવાળો–જાપાન અને આઝાદ હિન્દ ફોજના સૈનિકો મોરચાપરથી એ ઘાયલોને ઉચકી લાવવાનું કામ પણ કરતા હતા. અને એ કામ માટે એ હૉસ્પિતાલમાં કેવળ કેપ્ટન લક્ષ્મી અને આઠ સાથીઓને સારવાર કરતા છોડીને બહાર ચાલ્યા ગયા ત્યારે આકાશમાંથી ટપકી પડીને લપાઈ રહેલાં બ્રિટિશ પેરેશુટ–છત્રીસૈનિકો હૉસ્પિતાલમાં ઘુસી ગયા અને જે કોઈ નજરે ચઢયું એમને અટકમાં લઈ લીધા; અને કેપ્ટન લક્ષ્મી તથા એના સાથીઓને તાબડતોબ રંગુન રવાના કરી દીધા.

રંગુનમાં કેપ્ટન લક્ષ્મીને નજરકેદમાં રાખવામાં આવી. નજરકેદના સમય દરમ્યાન એને બ્રિટિશ હોસ્પિટલમાં કામ કરવાની વિનંતિ કરવામાં આવી પણ એનો એણે સાફ ઈન્કાર કરી દીધો.

આમ દોઢ મહિનો નજરકેદમાં રાખ્યા પછી આ બહાદુર સેનાનાયિકાને ખાનગી દવાખાનું ખોલવાની પરવાનગી આપીને છૂટી કરી દેવામાં આવી.

પણ રંગુનની સારી યે સુરત બદલાઈ ગઈ હતી: જે રંગુન એક વખત 'જય હિન્દ'ની ઉત્તેજક ઉદ્‌ઘોષણાઓથી ગાજી રહ્યું હતું, જે રંગુનના રાજમાર્ગોપર છાતી કાઢીને આઝાદ હિન્દ ફોજના સૈનિકો

કૂચ કરી રહ્યા હતા અને જે રંગુનમાં આરઝી હુકૂમત–એ–આઝાદ–હિન્દ-નો ડંકો વાગતો હતો, એ રંગુનમાં આજે બ્રિટિશફોજની હુકૂમત સ્થપાઇ ગઇ હતી.

આ પરિસ્થિતિમાં ય કેપ્ટન લક્ષ્મી કાંઇક કરી છૂટવા માગતી હતી. એણે રંગુનની યુનાઇટેડ ફારમસીમાં પોતાની ડાકટરી પ્રેકટીસ શરૂ કરી. આઝાદ હિન્દફોજના સૈનિકોને સહાય કરવા સ્થપાયેલી સમિતિના કાર્યમાં ઉત્સાહભેર એ કામ કરવા લાગી. સમિતિએ આઝાદ હિન્દ સૈનિકોના મફત ઔષધોપચાર કરવાનું કામ એને સોંપ્યું હતું.

ઔષધોપચારના કામકાજની સાથોસાથ હિન્દીઓને સર્વ પ્રકારની સહાય કરવાનું કામ પણ એણે આરંભી દીધું. બ્રહ્મીલોકો અને હિન્દીઓ વચ્ચે સારો અને સલુકાઇભર્યો સંબંધ રહે એ દૃષ્ટિએ એણે પુષ્કળ કામ કરવું શરૂ કર્યું. બ્રિટિશફોજે જાપાનીઓ પાસેથી બ્રહ્મદેશ પાછો હાથ કર્યો એ પછી લાંબા વખત સુધી સર્વત્ર અંધા-ધુંધી પ્રસરી ગઇ હતી. આવી વિકટ પરિસ્થિતિમાં કેપ્ટન લક્ષ્મીએ બ્રહ્મીનેતા આંગસનો સાથ સાધી હિન્દી અને બ્રહ્મીઓના સંરક્ષણ તથા પરસ્પર બન્ધુભાવ સ્થાપવાને ભારે ઝહેમત કરી. હિન્દીઓ બ્રહ્મી-લોકોને લૂંટવા કે એમના પર અમલ કરવા આવ્યા નથી, બન્ને પ્રજાએ પોતાના દેશને પરદેશીઓની ગુલામીમાંથી મૂક્ત કરવાના કાર્યમાં સહમત થઇ સહકાર આપવાનો છે અને એમ થતાં જ પોતાનો ધ્યેય જલ્દીથી સાધ્ય થશે એ સમજાવવાને કેપ્ટન લક્ષ્મીએ પ્રચુર પ્રયત્ન અને પ્રચાર કાર્ય કર્યા.

ગાંધી જયંતિ આવી. આરઝી હુકૂમત–એ–આઝાદ–હિન્દે ઉજવેલી ગાંધી જયંતિની ભવ્ય ઉજવણી રંગુનના સ્મરણતટ પર તરી આવી. આ વખતે પણ ગાંધી જયંતિ ઉજવવાનો એને ઉત્સાહ આવ્યો. એક

વિરાટ સભા ભરીને ગાંધી જયંતિ ઉજવાઇ. કેપ્ટન લક્ષ્મીએ નજર-કેદમાંથી મૂક્ત થતી વખતે સાર્વજનિક સભામાં ભાષણ ન આપવાના પોતાના પર બ્રિટિશ સરકારે મુકેલા પ્રતિબંધનો ભંગ કરી એ વિરાટ-સભામાં લેફ્ટેનન્ટ કર્નલનો ગણવેષ પહેરીને હાજરી આપી અને એ સભામાં હાજર રહેલાં આઝાદ હિન્દફોજના સૈનિકો તથા હિન્દી નાગરિકો સમક્ષ પ્રેરક પ્રવચન પણ કર્યું. એ ભાષણ કરતાં કેપ્ટન લક્ષ્મીએ નિડરતાપૂર્વક જણાવ્યું કે "આઝાદ હિન્દફોજ હિન્દને સ્વતંત્ર કરવા માટે સ્થપાઇ હતી. એનો એ ધ્યેય હજુ સધાયો નથી. એ ધ્યેયની સિદ્ધિ અર્થે સર્વ કંઇ કરી છૂટવું એ પ્રત્યેક હિન્દી પુત્ર-પુત્રીનું કર્તવ્ય છે."

રંગુનના ઇતિહાસમાં આ સમારંભ અપૂર્વ અને અવિસ્મરણીય થયો, પણ બ્રહ્મદેશના સાથી સત્તાવાળાઓ ચમકી ગયા. એમણે એ ઓજપૂર્ણ ભાષણથી અકળાઈ કેપ્ટન લક્ષ્મી પર ભાષણ બંધીની નોટીસ પાછી બજાવી.

આ ઘટનાને ત્રણ અઠવાડિયા વીત્યાં ત્યાં તો આઝાદ હિન્દ સરકાર સ્થાપનાનો એ ચિરસ્મરણીય દિન આવ્યો. કેપ્ટન લક્ષ્મીએ સરકારના એક પ્રધાન હતા એટલે સ્વાભાવિક રીતે જ એ દિનનો મહોત્સવ મનાવવાને એ મથી રહી. એ મહોત્સવ અંગે ભરાયેલી પ્રચંડ સભામાં પણ એ પોતાના લેફ્ટેનન્ટ કર્નલના ગણવેશમાં સજ્જ થઈ હાજર રહી અને પ્રસંગોચિત પણ પ્રેરક પ્રવચન કરી સર્વના અંતરમાં અનેરા ઉત્સાહના ઓઘ ઉમટાવી દીધા.

સત્તાવાળાઓની આંખ લાલ બની અને કોઇ પગલુએ ભરે ત્યાં તો ઉપરાઉપરી અન્ય બનાવો બનવા લાગ્યા. વળી પાછી એક સાર્વજનિક સભા ભરાઈ અને તેમાં કાળા બજાર ઉભા કરનારા હિન્દી વ્યાપારીઓપર કેપ્ટન લક્ષ્મીએ લ્યાનત વરસાવવામાં બાકી ન રાખી.

આથી ભારે ખળભળાટ મચી ગયો. હજી એ ખળભળાટ શાંત નહોતો થયો ત્યાં તો દીલ્હીના લાલ કિલ્લામાં આઝાદ હિન્દ ફોજના ત્રણ અફસરો—કેપ્ટન શાહનવાઝ, કેપ્ટન સહગલ અને કેપ્ટન ધીલાં સામે ચાલી રહેલા મુકદ્દમાના વિરોધમાં રંગુનમાં એક શાંત સભા મળી. એ સભામાં હાજર રહેલા સંખ્યાબંધ આઝાદ હિન્દ ફોજના સૈનિકો અને હિન્દીઓ સમક્ષ કેપ્ટન લક્ષ્મીએ ભાષણ કરતાં જણાવ્યું કે દેશને ગુલામીમાંથી મુક્ત કરવા માટે લડવું એ જો ગુન્હો હોય તો હું પણ ગુન્હેગાર છું. આજે જેમના પર મુકદ્દમો મંડાઇ રહ્યો છે તેમની જેમ હું પણ બ્રિટિશો સાથે લડી છું; તો પછી મારા પર શા માટે મુકદ્દમો માંડવામાં આવતો નથી? હું હિન્દુસ્તાનમાં જવાને આતુર છું પણ સરકાર મને હિન્દુસ્તાન જવા દેતી નથી."

રંગુનના સત્તાવાળાઓ સમસમી ઉઠ્યા અને કેપ્ટન લક્ષ્મીપર બર્મા સંરક્ષણ ધારા અનુસાર નોટીસ બજાવવામાં આવી. આ નોટીસ દ્વારા એને રંગુન છોડી ચાલ્વા ચાલ્યા જવાનું ફરમાવવામાં આવ્યું.

"જો મને રંગુનમાંથી દૂર કરવાની હોય તો જગતના કોઇપણ ભાગ કરતાં મારી માતૃભૂમિમાં જવાનું હું વધુ પસંદ કરૂં છું." કેપ્ટન લક્ષ્મીએ સત્તાવાળાઓને પોતાની ઇચ્છા વ્યક્ત કરી પણ એ પર કંઈ ધ્યાન આપવામાં આવ્યું નહીં.

દિવસ ઉગતાજ એક લશ્કરી લોરી કેપ્ટન લક્ષ્મીના મકાન પાસે આવી ઉભી; અને તેમને એ લોરીમાં ઉડાવી જવામાં આવી.

: ૨૦ :

**એ** એક અતિશય જૂનું ખખડધજ મકાન હતું. માતૃભૂમિથી હજારો માઇલ દૂર આવેલો અજાણ્યા દેશના એકાંત ભાગમાં આવેલા એ જીર્ણ મકાનમાં એક વિરાંગના રહે છે. દૂર દેશમાં એના ભાઇ, બહેન અને મા છે. એટલું જ બસ ન હતું પણ એ દેશમાં એનો એટલો મોટો પરિવાર છે કે જેની સંખ્યા આડત્રીસ કરોડ કરતાં અધિક છે. પણ એનો એ દેશ એક મોટું કેદખાનું છે. એ કેદખાનું ખડું કરનાર બીજા દેશના છે, જ્યારે એના રખેવાળ પૈસાના ગુલામો છે. પોતાના એ વિશાળ પરિવારને એ કેદખાનામાંથી છોડાવીને, એ કેદખાનાને 'સુજલામ્ સુફલામ્'નું વાસ્તવિકરૂપ આપવાને માભોમના એક મહાન પુત્રની સાથે એણે અને એના હજારો ભાઇબહેનોએ દૂરદેશમાં રહ્યાં રહ્યાં એક ભીષ્મપ્રતિજ્ઞા લીધી હતી અને એ પ્રતિજ્ઞાનું યથાર્થ પાલન પણ કર્યું હતુ.

આજે એ કપરા અને કરૂણ સંજોગોમાં આવી પડી હતી છતાં ય રત્તિભાર વિચલીત થઇ નહોતી. એના બધા ય પાસા એકાએક પલટાઈ ચૂક્યાં છે, પરંતુ પ્રાણ રહે ત્યાં સુધી પ્રતિજ્ઞાચ્યૂત થવાને એ ઇચ્છતી નહોતી. એણે જે કંઈ કર્યું છે, અને આજે પણ એ જે કંઇ કરી રહી હતી, એ બધું ય પોતાના દેશ અને દેશ બાંધવો માટે જ હતું.

ભવિષ્યમાં પણ એ પોતાના લક્ષ્યને પ્રાપ્ત કરવામાં જ સારૂંયે જીવન વીતાવવાને દૃઢ નિશ્ચયી બની હતી.

એણે જગતને બતાવી દીધું હતું કે હિન્દીસ્ત્રીઓ માટે પરદેશીઓ જે પ્રચાર કરે છે, એનાથી ઉલટું એ ઘરના ચાર ખુણામાં રહીને રસોઈપાણી કરવામાં જ નિપૂણ હોવા ઉપરાંત પોતાના કર્ત્તવ્યને બરોબર જાણે છે અને એ કર્ત્તવ્ય પાલન માટે પ્રતિક્ષણે તૈયાર પણ રહે છે. ભૂતકાળની હિન્દી નારીઓની જે અમર કથાઓ ઇતિહાસના પાના પર અંકિત થયેલી છે, એમનું પુનરાગમન પણ થઈ શકે છે એ સાબીત કરવાને નેતાજીની હાકલ પર એણે પોતાની હજારો બહેનોની સાથે પગ ઉપાડયા હતા. હાથમાં બંદુકો, દિલમાં જોશ અને અધરોષ્ઠ-પર યુદ્ધસૂત્રો લઈ એ વીરાંગનાઓ પોતાના ગુલામ દેશનો પોકાર સાંભળી એક મહાન ઉદ્દેશ્યની પૂર્તિ માટે ઉઠીને ઉભી થઈ હતી.

એ જાણતી હતી કે આજે જે જાપાનીઓનો થોડોઘણો સહકાર લઈને દેશની આઝાદી માટે જે યુદ્ધ ખેલાઇ રહ્યું છે, એ યુદ્ધમાં એક દિન આજના સહાયક જાપાનીઓ સામે પણ જો એ અંગ્રેજોની જેમ હિન્દની સ્વાતંત્ર્ય પ્રાપ્તિમાં અડચણો ઉભી કરે તો શસ્ત્રો ઉગામી શકાય છે.

સદૈવ ગુંજી રહેતા 'વન્દેમાતરમ્' 'જય હે ભારત ભાગ્યવિધાતાં,' 'કૌમી ત્રિરંગા ઝંડા હમ શૌકસે ઉડાયેં,' અને 'કદમ કદમ બઢાયે જા,' ગીત હજુય એના હૃદયમાં અનેરો ઉત્સાહ પેદા કરી રહ્યાં હતાં. નેતાજીના એકેએક શબ્દ એના માટે ઇશ્વરી સંકેત સમ હતા. 'જય હિન્દ' અને 'ચલો દિલ્હી'ના ઉચ્ચારણ કરી જ્યારે એ કૂચ કરતી હતી ત્યારે એને એમ લાગતું હતું કે હિન્દમૈયા આતુર થઇ એને બોલાવી રહી છે. એ સ્ફૂર્તિ, એ આતુરતા અને એ આત્મિક આલ્હાદ શું કદીયે ભૂલ્યા ભૂલાય તેમ હતા?

એ દિન પણ રહી રહીને એની નજર સામે તરવરતો હતો કે જ્યારે અંગ્રેજી ગેરિલા ફોજે એને ગિરફતાર કરી લીધી હતી. સૈનિકનું જીવન કેવું હોય છે એ એને માલમ હતું. પોતાના દેશની ખાતર જાન દેવો એ જે જાતિનો જીવનોદ્દેશ્ય છે, એ શું મોતથી ડરે? ઉલ્ટું મોતની સાથે તો એ રમત માંડે છે.

શરણે જવું પડ્યું તો શું થયું? જ્યાં સુધી દેશ સંપૂર્ણ સ્વતંત્ર ન બને ત્યાં સુધી તો હિન્દીઓનો આઝાદી જંગ તો પુરો થશે નહિ. એકસો માઈલ પગપાળા ચાલવાથી એના પગમાં છાલ્લાં પડવાના બદલે, હૃદયમાં હતોત્સાહ થવાને બદલે એનામાં નવી શક્તિ અને નવો ઉત્સાહ આવ્યો હતો. 'સૈનિક જો કેદ પકડાઇ જાય, અથવા તો ગોળિઓનો શિકાર બની જાય તો એનામાં કાયરતા શા માટે આવવી જોઇએ?" એણે વિચારવા માંડ્યું. 'ઉદ્દેશ્યની પૂર્તિમાં જીવન દેવાથી અધિક મહત્તા વળી બીજી કંઇ હોઇ શકે છે?"

એને-કેપ્ટન લક્ષ્મીને જ્યારે કેદ કરીને લઈ જવામાં આવતી હતી ત્યારે એક લશ્કરી અફસરે એને પ્રશ્ન કર્યો :—

"તમને લેફ્ટેનન્ટ કર્નલ કેવી રીતે બનાવવામાં આવ્યા?"

"એ પદ પર પહોંચવા માટેના સર્વગુણ હોવાના લીધે. પ્રત્યેક પ્રકારના શસ્ત્રો ચલાવીને શત્રુને હું મહાત કરી ચૂકી છું." કેપ્ટન લક્ષ્મીએ ઉત્તર આપ્યો.

"કદાચ હું તમને મોરચા પર મળ્યો હોત તો?" કેપ્ટન લક્ષ્મીના ઉત્તરથી બહુ જ આશ્ચર્ય પામીને એનો પોતાના પ્રતિનો ભાવ જાણવાને અફસરે પાછું પૂછ્યું.

"તો હું તમને ગોળીએથી વિંધી નાખત." કેપ્ટન લક્ષ્મીએ તુરત જવાબ આપ્યો.

અંગ્રેજ અફસરના ચહેરા પર સ્મીત સ્ફૂર્યું.

"તમે ત્યારે કૃપા કરી ઘાયલ બ્રિટિશ સૈનિકોને કોઈ સહાય કરી શકશો?" એ અંગ્રેજ અફસરે નમ્રતાપૂર્વક પૂછ્યું.

"નહિ." કેપ્ટન લક્ષ્મીએ કેવળ બે અક્ષરોમાં ઈન્કાર સંભળાવી દીધો.

અને આવી કપરી દશામાં પણ એ પોતાનું કર્ત્તવ્ય ભૂલી ન હતી. ગરીબ હિન્દીઓની સેવા કરીને એ પોતાના ઉદ્દેશ્યની પૂર્તિમાં આજે પણ મગ્ન છે. એ વૃદ્ધમાતાઓ, નાનાબચ્ચાઓ, ગરીબો કે જેમનું આ દૂર દેશમાં આજે એના પોતાના સિવાય કોઈ નથી, એમની બીમારીમાં પોતે સહાયતા નહિ કરે તો કોણ કરશે? એ એનું જ્ઞાન છે.

જીવનના એકત્રીસ વર્ષમાં એણે શું શું નથી જોયું? પરંતુ એને એ વાતનું અરમાન છે કે જેમ મા, બહેન અને ભાઈપ્રતિ પોતે કર્ત્તવ્યથી બંધાઈ છે તેમ બીજા હિન્દીઓપ્રતિ પણ પોતાનું કર્ત્તવ્ય છે અને એ કર્ત્તવ્યને એ કદી ભુલી શકતી નથી.

## : ૨૧ :

ગુલામીની જંજીરો તોડી નાખી માતૃભૂમિને સ્વતંત્ર કરનારી સેનાનાયિકાની માતા હોવાનું અમ્મુને અરમાન છે.

સ્વાતંત્ર્ય-સંગ્રામમાં પોતાની પુત્રીનો પરાજય થયો એ દેશના દુર્ભાગ્યની વાત છે, પરંતુ પોતાની પુત્રીએ દેશને સ્વાધીન કરવાની ભીષ્મપ્રતિજ્ઞા લીધી હતી, એ પ્રતિજ્ઞા પૂર્ણ કરવાને ભગીરથ પ્રયત્નો કર્યા હતા, એ પ્રતિજ્ઞા-પૂર્તિના યજ્ઞમાં સર્વસ્વ હોમી દીધું હતું અને સેંકડો સંકટો તેમજ અપાર યાતનાઓ સહીને જીવનને સફળ બનાવ્યું હતું એ વાતનું સ્વાભિમાન અમ્મુ સ્વામિનાથન લઈ રહી છે.

પરંતુ જ્યારથી વર્તમાનપત્રોના પાનાપર પ્રકાશ પામેલાં સમાચાર વાંચવામાં આવ્યા છે ત્યારથી એની અંતરવેદના વધી રહી છે. વર્તમાનપત્રમાં પ્રગટ થયેલા એ સમાચાર વારંવાર વાંચ્યા રહી છે:—

“ઉત્તર બ્રહ્મદેશના ગાઢ જંગલથી ઘેરાયેલા અશિક્ષિત” અને અજ્ઞાન જનતાની વસતીવાળા ગામમાં-કાલ્વામાં કેપ્ટન લક્ષ્મીને બ્રહ્મી-સરકારે એક નાના એકાંત ઘરમાં નજરકેદમાં રાખેલ છે. જે ઘરમાં એને નજરકેદ કરવામાં આવી છે એના ફરતી ફીરંગી ફોજ-અંગ્રેજ

સૈનિકો ખડેપગે પહેરો ભરી રહેલ છે. એક મર્દ રસોયા સિવાય અન્ય કોઈને એને મળવા દેવામાં આવતું નથી. ખોરાકમાં કેવળ ચોખા અને ચપટી મીઠું આપવામાં આવે છે એટલે એની તબીયત લથડી ગઈ છે."

માતાનું મગજ વિચાર વમળે ચઢી જાય છે અને અનેક તર્ક-વિતર્ક કરે છે–'કોણ જાણે મારી લાડકવાયી પુત્રીનું શુંએ થયું હશે? દેશને સ્વતંત્ર કરવાનો સંકલ્પ કરી જે પુત્રીએ પોતાના સારા યે સુખોને તિલાંજલિ દઈ દીધી છે, એ વીરપુત્રીની ભાગ્યશાળી માતા હોવાનું ગૌરવ તો સાચોસાચ પ્રાપ્ત થયું છે, પરંતુ આજે એ પુત્રી જીવન અને મૃત્યુનો ખેલ ખેલી રહી છે.' આ વિચાર કરતાં જ એનું હૃદય ભરાઈ આવે છે અને એકપણ શબ્દોચ્ચાર થયા સિવાય એની આંખમાંથી આંસુઓ અસ્ખલિત પ્રવાહે વહી રહે છે.

એ વિદુષી માતાના વલોપાતનો પાર નથી. પુત્રી વિરહથી વલ-વલતી માતા સરકારી ખાતાઓના બારણાઓ ખખડાવે છે, ધારાસભાના સભ્યોની સલાહ લે છે પણ એને શાન્તવન કે ધીરજ સિવાય સાચો ઉપાય સાંપડતો નથી.

આખરે બંગાળનો બેતાજ બાદશાહ–સુભાષબાબુના વડિલ બન્ધુ શરદ્‌ચંદ્ર બોઝ એ સન્નારીને સહાય કરવાને બહાર પડે છે. જબ્બર જહેમત ઉઠાવે છે. અનેક સરકારી ઊંચ અધિકારીઓને મળી, સમજાવી કેપ્ટન લક્ષ્મીને હિન્દ લાવવાના ચક્રો ગતિયમાન કરે છે.

અમ્મુ સ્વામિનાથનને હિન્દ સરકારના સાંસ્થાનિક ખાતા તરફથી એકાએક સંદેશો મળે છે કે કેપ્ટન લક્ષ્મીને ફેબ્રુઆરીની ૨૪ મી કે ૨૫ મી તારીખે કલકત્તામાં લાવીને નજરકેદમાંથી મુક્ત કરવામાં આવશે.

સંદેશો મળતાં જ એના આનંદનો પાર રહ્યો નહિ. પુત્રીને મળ-

વાને લાંબા વખતે નજરે કરીને નિહાળવાને એ અધિરી બની ગઈ. કલકત્તા જવાને એ તાબડતોબ રવાના થઈ ગઈ.

કેપ્ટન લક્ષ્મીના આગામી આગમનના સમાચાર કલકત્તામાં વાયુ-વેગે પ્રસરી ગયા. એની યોગ્યતાનુસાર એના આદર કરવાના અવિરત યત્નો આદરાઈ ગયા. સુભાષબાબુના ભત્રિજા બેરિસ્ટર અમીયનાથ બોઝની આગેવાની નીચે આઝાદ હિન્દફોજને રાહત આપવા સ્થપાયેલી સમિતિએ કેપ્ટન લક્ષ્મીના સત્કાર સમારંભ માટે ભવ્ય તૈયારીઓ કરવી શરૂ કરી દીધી.

હિન્દ સરકારના સાંસ્થાનિક ખાતાએ જણાવેલી તારીખ અને તિથિ આખરે આવી પહોંચી. મઘમઘતા પુષ્પોના હારતોરા લઈને હજારો માનવીઓ એ બહાદૂર હિન્દી મહિલાને માન આપવા ડમડમ અને બાલીના વિમાની મથક પર ટોળે વળ્યા. વર્તમાનપત્રોના પ્રતિનિધિઓ અને તસ્વીર ઉતારનારા ફોટોગ્રાફરો અહીંતહીં ફેરા મારી રહ્યાં હતાં. જેના આગમનની પોતે કાકપ્રતિક્ષા કરી રહ્યાં હતા એની માતા—શ્રીમતી અમ્મુ સ્વામીનાથનની એ શોધ કરી રહ્યાં હતાં.

વર્તમાનપત્રોમાં પોતાની પુત્રી માટે પ્રગટ થતાં વિવિધ વર્તમાનો વાંચીને અમ્મુનું અંતઃકરણ વિશેષ વલોવાઈ રહ્યું હતું. જૂજવા જૂજવા ખબરોમાંથી સત્ય સમાચાર તારવવાનું એના માટે અધિક મુશ્કેલ થઈ પડયું હતું અને એથી જ એ અખબારનવેશોથી દૂર રહેવાને દ્રઢ નિશ્ચયી બની હતી.

શ્રીમતી અમ્મુ સ્વામીનાથનના બે પુત્રો—ક્રીષ્ણા અને ગોવિંદ મોટી ઉંમરના અને ઘરબારી છે. બન્ને ભાઈઓ સિંગાપુરમાં હિન્દી કેદીઓનો બચાવ કરતા શ્રી કે. ભાષ્યમના ભાઈ પંડિત સંતનામની બે પુત્રીઓ સાથે પરણ્યા છે. શ્રી. ક્રીષ્ણા હિન્દ સરકારના પુરવઠા ખાતામાં નોકરીએ

હતા પણુ તાજેતરમાં જ રાજીનામું આપી છૂટા થયેલ છે. અમ્મુ કલકત્તામાં આવી પોતાના પુત્રના–કીષ્ણુના ત્યાં જ ઉતરી હતી; પણુ પોતાના આવ્યાના ખબર કે સરનામુ આપવાની એને મનાઈ ફરમાવી દીધી હતી; કારણુ કે એ પોતાની પુત્રી અંગે અખબારોમાં આવતા અવનવા ખબરોથી ખૂબ જ કંટાળી ગઈ હતી.

કેપ્ટન લક્ષ્મીના આગમનની નિયત તારીખ અને તિથિ વીતી ગયા અને એ આવી નહિ. અમ્મુના ઉચાટનો પાર રહ્યો નહિ. આખરે નિરાશ થઈને એ ન્યુ દીલ્હી પાછા ચાલ્યા જવાના નિર્ણય પર આવી.

પત્રકારોની ચકોર ચક્ષુએ અમ્મુ સ્વામિનાથન ચઢી ગઈ. એ એને ઘેરી વળ્યા અને પ્રશ્ન પરંપરાથી એને મુંઝવી દીધી.

"ત્યારે હવે તમારી વીરપુત્રીને લેવા પાછા કલકત્તા ક્યારે આવશો ?" એક પત્રકારે પ્રશ્ન કર્યો.

"હવે હું લાખ વાતે કલકત્તા પાછી આવનાર જ નથી. હિન્દ સરકારના સાંસ્થાનિક ખાતાના સંદેશમાં વિશ્વાસ રાખવામાં મેં ગભીર ભૂલી કરી છે. આનાથી કરુણ મશ્કરી બીજી તે વળી હતી હશે ?" અમ્મુએ નિરાશાભર્યા અવાજે ઉત્તર આપ્યો.

"ત્યારે શું કેપ્ટન લક્ષ્મી સીધી દીલ્હી આવશે ?"

"એ હું કેમ કહી શકું ? હા, શરદ્‌બાબુ એ હિન્દમાં પાછી આવે એ માટે તનતોડ મહેનત કરી રહ્યાં છે એ તમને કહી શકું છું. મારી દિકરી પણુ હિન્દ આવવા ઇચ્છે છે. અત્યારે જ્યાં એને નજરકેદ રાખવામાં આવી છે એ કાલ્વા એનું અજાણ્યું નથી."

"અંગ્રેજોની ડાકટરી સારવાર કરવાના કેપ્ટન લક્ષ્મીએ કરેલા

ઇન્કારના પ્રગટ થયેલા સમાચારો તો તમને સુવિદિત હશે. એ એટલી બધી બ્રિટિશ વિરોધી કેમ છે વારૂં ?"

"ના, એ બિલકુલ બ્રિટિશ વિરોધી નથી. એ તો સામ્રાજ્યવાદ વિરોધી છે. સામ્રાજ્યવાદ વિરોધી થવું એ તો પ્રત્યેક સમજવાળી વ્યક્તિની ફરજ છે; પછી એ સામ્રાજ્યવાદ બ્રિટિશ, ડચ કે જાપાની ગમે એ હોય."

આટલો ઉત્તર આપ્યો કે આગગાડી કલકત્તા છોડી ન્યુ દીલ્હી જવાને ઉપડી ગઈ.

: ૨૨ :

કૅપ્ટન લક્ષ્મી હવે હિન્દના સ્વાતંત્ર્ય-સંગ્રામને આગળ ધપાવવા માટે આપણી વચ્ચે પાછા આવી પહોંચ્યા છે.

માર્ચ મહિનાની એ ત્રીજી તારીખનો નમતો પહોર હતો. એકાએક સ્વચ્છ-નીલ આકાશમાં શાહીવિમાની દળનું એક વિમાન ઉડતું આવતું જણાયું. આકાશમાં એક, બે, ચાર એમ થોડાંક ચક્કર મારી એ આખરે ડમડમના વિમાની મથક પર ઉતર્યું, અને એમાંથી લશ્કરી ગણવેશમાં સજ્જ થયેલી એક યુવતી લશ્કરી પહેરા નીચે બહાર આવી. એ યુવતીએ હિન્દની ધરતી પર પગલાં માંડતાં જ આસપાસ ઉભેલી માનવ મેદનીએ 'જય હિન્દ'ની ગગનભેદી ગર્જના કરી એના આગમનને વધાવી લીધો.

એ યુવતી અન્ય કોઈ જ નહિ, પરંતુ 'ઝાંસીની રાણીસેના'ની સેનાનાયિકા કૅપ્ટન લક્ષ્મી હતી.

બરમાથી સાથે આવેલા લશ્કરી અફસરે કૅપ્ટન લક્ષ્મીને નજરકેદના પ્રતિબંધથી મુક્ત થવાનો હુકમ બતાવ્યો. આનંદી, ચેતનવંતી અને તેજસ્વી લક્ષ્મીનું સુભાષબાબુના ભત્રીજાએ અને ભત્રીજીઓએ—શ્રી રણજીતકુમાર, શ્રી પ્રદીપકુમાર, કુમારીશીલા અને કુમારી લલિતાએ

ભાવભર્યું સ્વાગત કર્યું અને સર્વે શાહીવિમાની દળની મોટરમાં ગ્રેટ ઈસ્ટર્ન હોટલ તરફ હંકારી ગયા. કેપ્ટન લક્ષ્મી ત્યાંથી કલકત્તામાં મરીન ગાર્ડન કોર્ટમાં રહેતા પોતાના ભાઈશ્રી કૃષ્ણાનનને મળવા ગઈ પણ એ એજ દિવસે બહારગામ ચાલ્યા ગયા હોવાથી એ મળી શક્યા નહિ; એટલે ભવાનીપુરના એલ્ગીન રોડ પર આવેલા નેતાજીના રહેઠાણે ગઈ. સુભાષબાબુના ભાભી શ્રીમતી અરુણપ્રભાબોઝ, શ્રીમતી અમીતા મીતર અને અન્ય કુટુંબીજનોએ અંતઃકરણપૂર્વક આવકાર આપ્યો. એના સત્કારાર્થે 'બરન' ક્રિયા કરી એને એના આગમનનો અધિક ઉત્સવ મનાવ્યો.

કેપ્ટન લક્ષ્મી પોતાના પ્રિય નેતા–સુભાષબાબુના શયનગૃહમાં દાખલ થતાં જ ધ્રુસકે ને ધ્રુસકે રડી પડી. કંઈક શાંત થઈ એણે ભક્તિ ભાવથી નેતાજીની તસ્વીરને હાર પહેરાવ્યો અને 'જય હિન્દ' શબ્દો ઉચ્ચાર કરી લશ્કરી ઢબે સલામી આપી.

બીજે દિવસે કેપ્ટન લક્ષ્મીને દીલ્હી જવા માટે આઝાદ હિન્દ ફોજના વિમાનનો બંદોબસ્ત કરવામાં આવ્યો. ડમડમના વિમાની મથકે જવા પહેલાં વુડબર્નપાર્કમાં નેતાજીના વડિલ બન્ધુ શ્રી શરતચંદ્ર બોઝને મળવા કેપ્ટન લક્ષ્મી ગઈ. શ્રી શરતચંદ્રબોઝે અને એમના કુટુંબીજનોએ એનું ભાવભીનું સ્વાગત કર્યું. થોડોક સમય વાર્તાલાપ કરી એ વિમાની મથકે ગઈ અને દીલ્હી જવાને ઉડી ગઈ.

* * *

હિન્દના પાટનગર દિલ્હીના વિમાની મથક–વીલીંગ્ડન 'એરપોર્ટ' પર એ વિમાન આવી પહોંચ્યું. 'જય હિન્દ'ની જયઘોષણાથી સારૂં યે વિમાની મથક ગાજી ઉઠ્યું.

વિમાન જેવું ઠરી ઠામ થઈને ઉભું રહ્યું કે કેપ્ટન લક્ષ્મીના વિદુષીમાતા શ્રીમતી અમ્મુ સ્વામીનાથન મધમધતા ગુલાબો લઈને

પોતાની પુત્રીને લેવા વિમાનમાં ગયા અને થોડીક જ પળમાં મા–દીકરી બહાર આવતા 'જય હિન્દ' વગેરે સૂત્રોના પોકારથી તે માતા–પુત્રીનો સત્કાર કરવામાં આવ્યો. સાડાપાંચ વર્ષના લાંબા ગાળા પછી મા–દીકરીનો મેળો થયો હતો. બન્નેની આંખ હર્ષાશ્રુથી ભીંજાઈ ગયેલી જણાતી હતી.

વિમાનઘરપર આવેલા અનેક યુવક–યુવતીઓ, વડીધારાસભાના સભ્યો વગેરેએ કેપ્ટન લક્ષ્મીનો પુષ્પહારોથી સત્કાર કર્યો. આખું યે વિમાનીમથક ઉત્સાહથી આવરાઈ ગયું. સત્કાર કરવા ભેગી મળેલી જનતાનો આનંદ માતો નહતો અને આખું ય વાતાવરણ 'જય હિન્દ' અને 'ઇન્કિલાબ ઝિન્દાબાદ'ના પોકારોથી ગાજી રહ્યું હતું.

તસ્વીરકારો કેપ્ટન લક્ષ્મીને ઘેરી વળ્યા અને તેમની અનેક તસ્વીરો ખેંચી લીધી; અને પછી ખુશનુમા હાસ્ય વેરતા મા–દીકરી મોટરમાં ઉપડી ગયા.

બીજે દિવસે શ્રીમતી અમ્મુ સ્વામીનાથને પોતાની પુત્રી કેપ્ટન લક્ષ્મીને મળવાને અખબારી પરિષદ બોલાવી. હિન્દના તેમજ યુરોપ–અમેરિકાના અગ્રગણ્ય અખબારોના પ્રતિનિધિઓએ એમાં હાજરી આપી હતી. આ પરિષદમાં કેપ્ટન લક્ષ્મીએ સૈનિક ગણવેશના બદલે મદ્રાસી સ્ત્રીઓ પહેરે છે એવી સફેદ ખાદીનીસાડી પહેરી હતી. અખબાર નવેશોએ પ્રશ્નોની પરંપરા ચલાવવી શરૂ કરી; અને કેપ્ટન લક્ષ્મીએ એના ત્વરીત ઉત્તરો આપવા માંડયાં.

"કલકત્તામાં તમે પત્રકારોની નજર કેવી રીતે ચૂકવી દીધી?"

"પત્રકારો કરતાં હું વધારે ચંચળ છું."

"તમે પાછા રાજકારણમાં ઝંપલાવશોને?"

"નારે ના. આઝાદ હિન્દ ફોજના સૈનિકોમાંની એક હું છું અને

હંમેશા રહીશ. રાજકારણ હું ઓછામાં ઓછું જાણું છું. મને તો તબીબી કામમાં રસ છે."

"બ્રહ્મદેશવાસીઓનું વલણ આપણા દેશબાંધવો પ્રત્યે કેવું છે?"

"તેમનું વલણ મિત્રતાભર્યું અને સહકારવાદી છે; પણ હિન્દીઓ બ્રહ્મદેશમાં જઈ તેમના પર વર્ચસ્વ જમાવે એ વસ્તુ તેઓ નહિ સાંખી લે."

"બ્રહ્મીનેતા ઑંગસાને શરૂ કરેલા ફાસીવાદ વિરોધી સંઘ માટે તમારો શો અભિપ્રાય છે?"

"ઑંગસાન સહૃદયી અને પ્રમાણીક આગેવાન છે. બ્રહ્મીરાષ્ટ્રીય સેનાના નાયક થયા પહેલાંથી હું તેમને ઓળખું છું. એમની સ્થાપેલી ફાસી વિરોધી સંઘનું ભાવી ખૂબ જ ઉજળું છે. ઑંગસાન હિન્દના સ્વાતંત્ર્ય સંગ્રામમાં ભારે રસ લે છે. આઝાદ થવા મથતા એશિયાના લોકોને એકત્ર કરવાની એ ભવ્ય ભાવના સેવે છે. ૧૯૪૫ ના ઓગષ્ટમાં મહાસભાની કાર્યવાહક સમિતિની મુંબઈમાં મળેલી બેઠકમાં હાજરી આપવા જવાને તેમણે તૈયારી પણ કરી હતી પણ સરકારે એમને પરવાનગી આપી નહોતી."

"તમને બ્રહ્મીસરકારે બ્રહ્મીસંરક્ષણ ધારા નીચે નજરકેદ કર્યા હતા, છતાં ય કેમ છોડી દીધા?"

"બ્રહ્મીનેતા ઑંગ–સાને શરૂ કરેલા ફાસીવાદી વિરોધી સંઘને બ્રહ્મદેશના મારા ચાલુ વસવાટને કારણે જોશ મળશે એવી બીતીથી બ્રિટિશ, સત્તાવાળાઓએ મને જલ્દીથી મુક્ત કરી છે એમ કહેવાય છે."

"પાકિસ્તાન સંબંધમાં તમે શું ધારો છો?"

"આ પ્રશ્ન પુછીને તમે મારૂં અપમાન કરવા માગો છો?"

"આઝાદ હિન્દફોજમાં 'ઝાંસીની રાણી સેના' સ્થાપવાની પ્રેરણા પહેલા કોને થઈ હતી?"

"અમારા નેતાજી—સુભાષબાબુને. સ્ત્રીઓને લડાયક તાલીમ આપવાનો શરૂઆતથી જ ઈરાદો રાખવામાં આવ્યો હતો. આ હિલચાલ ઐચ્છિક હતી અને સેનાના પોતાની મરજીમાં આવે તે વિભાગમાં જોડાવાની દરેક વ્યક્તિને છૂટ હતી. લડાયક વિભાગને ત્રણ માસની તાલીમ અપાતી હતી અને કડક લશ્કરી શિસ્તનું પાલન કરવાનું રહેતું છાવણીમાં હિન્દુઓ, મુસ્લીમો અને ખ્રિસ્તીઓ બધા ભેગા કામ કરતા સ્વયંસેવિકાઓને યાંત્રિક તોપો, યુદ્ધના અર્વાચિન સાધનો વાપરતા શિખવાડાયું હતું. બે મુખ્ય છાવણીઓ હતી. એક સિંગાપુર અને બીજી રંગુનમાં. તેનો સર્વોપરી વડા મથક સાથે સીધો સંબંધ હતો. હિન્દીસ્ત્રીઓ દેશના સ્વાતંત્ર્ય સંગ્રામમાં શસ્ત્રો ધારણ કરી ઝુકી પડે તેવી નથી એવી પરદેશીઓએ પ્રસરાવેલી અને જડ થઈ ગયેલી માન્યતાઓ 'આઝાદ હિન્દ ફોજની 'ઝાંસીની રાણી સેના'એ છિન્ન-ભિન્ન કરી નાખી છે. અને હું તો આઝાદ હિન્દ ફોજના સૈનિકો પૈકીની એક છું અને હંમેશા રહીશ. નેતાજી સમક્ષ લીધેલી પ્રતિજ્ઞાની પૂર્તિ અર્થે મારા જીવનની સદૈવ અને સતત પ્રવૃત્તિ રહેશે."

પત્રકારોવતી સર ઉષાનાથ સેને કૅપ્ટન લક્ષ્મીનો ઉપકાર માન્યો અને અખબારોની પરિષદની પૂર્ણાહૂતિ થઈ.

* * *

દિલ્હીવાસીઓએ ગાંધી મેદાનમાં એક લાખ કરતાં ય વધુ માનવીઓની વિરાટ સભા ભરીને કૅપ્ટન લક્ષ્મીનો કરેલો શાહી સત્કાર દીલ્હીના ઇતિહાસમાં અપૂર્વ અને ચિરસ્મરણી ય રહેશે. સભામાં દશહજાર જેટલી તો સ્ત્રીઓ હતી.

સભાના નિયતસમયે કૅપ્ટન લક્ષ્મી ત્રિરંગા ઝંડાની કિનારવાલી ખાદીની સાડી પહેરી આવી પહોંચ્યા અને વિરાટ સભાએ 'જય હિન્દ' અને 'ઇન્કિલાબ ઝિન્દાબાદ'ની ઉદ્‌ઘોષણા ઉચ્ચ સ્વરે કરી એમને વધાવી લીધા.

દિલ્હીની જનતાવતી કૅપ્ટન લક્ષ્મીનું સ્વાગત કરતા બૅરિસ્ટર શ્રી અસફઅલીએ આઝાદ હિન્દ ફોજમાં એમણે ભજવેલા ભાગને ભવ્ય અંજલી આપી અને જણાવ્યું કે "એમની સિદ્ધિથી હિન્દી સ્ત્રીસમાજની પ્રતિષ્ઠામાં જગતભરમાં વધારો થયો છે. હિન્દનો સ્વાતંત્ર્ય સંગ્રામ એ કક્ષાએ હવે જઈ પહોંચ્યો છે કે જ્યારે એમ જ કહી શકાય કે એ તખ્ત કે તખ્તાને પસંદ કરવાનો પ્રશ્ન બની રહ્યો છે. આવા કટોકટીના સમયે કૅપ્ટન લક્ષ્મીની હિન્દ ખાતેની હાજરી ખરેખર સુખદ બની રહેશે."

એ પછી કૅપ્ટન લક્ષ્મીને ભાષણ કરવાનું હતું પણ તેઓ આજ સવારથી જ મેલેરીયા તાવથી પટકાઈ પડયા હતા. સભામાં બેઠાબેઠા ય એ તાવથી ધ્રુજતા હતા એટલે આઝાદ હિન્દ ફોજમાં એક વખતના પોતાના સહકાર્ય-બન્ધુ કૅપ્ટન પ્રેમકુમાર સહગલ એમનો સંદેશો સભાને સંભળાવવા ઉભા થયા. એ સંદેશામાં ૧૮૫૭ ની હિન્દી આઝાદીના લડતના ઉલ્લેખ બાદ નેતાજી સુભાષબોઝની આગેવાની નીચે સ્થપાયેલી આઝાદ હિન્દ ફોજનો ઉલ્લેખ કરાયો હતો અને નેતાજીની સમક્ષ લીધેલી પ્રતિજ્ઞાને વળગી રહેવાનું વચન આપવામાં આવ્યું હતું.

*　　　*　　　*

"ઝાંસીની રાણી સેના'ની સ્થાપના પછી અમને બંદુક કે પિસ્તોલ પકડતા અને ફોડતા આવડે છે એ અમારા જીવનમાં મહત્વનું નથી પરંતુ અમારા જીવનને ઉજ્જવળ બનાવે એવી અમે જે શિસ્ત શીખ્યા છીએ, એ જ અમારે મન અતિમહત્વનું છે; અમારા સૂત્રો 'જય હિન્દ' અને 'ચલો દિલ્હી'ને કામયાબ બનાવવામાં ઉપયોગી નીવડશે."

દિલ્હીથી મદ્રાસ તરફ જતા અમદાવાદના વિમાની મથક પર કૅપ્ટન લક્ષ્મી ઉતર્યા ત્યારે ગુજરાતના વર્તમાનપત્રોના પ્રતિનિધિઓએ ગુજરાતની મહિલાઓને સંદેશો આપવાની વિનંતિ કરતા તેમણે ઉપરોક્ત શબ્દો ઉચ્ચાર્યા હતા.

અમદાવાદના વિમાની મથકપર એમનું સ્વાગત કરવાને શહેર સમિતિના મંત્રી શ્રી અર્જુનલાલ, મ્યુનીસીપલ મહાસભા પક્ષના મંત્રી શ્રી રામપ્રસાદ કન્ટ્રાકટર, જ્યોતિ સંઘના પ્રમુખ શ્રીમતી લીલાવતી



શ્રી સરલાદેવી સારાભાઈ સાથે વિમાનમાંથી ઉતરીને આવતા કર્નલ લક્ષ્મી.

બહેન દેસાઈ, વિકાસગૃહ તરફથી શ્રી. પુષ્પાબહેન મહેતા, સેવાદળ તરફથી શ્રી. ગજરાબહેન અને શેઠ શ્રી અંબાલાલ સારાભાઈ, તેમના પત્નિ શ્રીમતી સરલાબહેન તથા તેમના બીજા કુટુંબીજનો સારી સંખ્યામાં હાજર રહ્યા હતા.

કેપ્ટન લક્ષ્મી વિમાનીમાંથી ઉતરીને શ્રીમતી સરલાદેવી સારાભાઈને સ્નેહપૂર્વક ભેટયા હતા અને પછી હાજર રહેલા સજ્જનો અને સન્નારીઓએ તેમનું હારતોરા પહેરાવીને સ્વાગત કર્યું હતું.

કેપ્ટન લક્ષ્મી લશ્કરી ગણવેશમાં આવશે એવું સૌ કોઈએ ધારેલું પણ વિમાનમાંથી એ બહાર આવતા જ એમની એ માન્યતા ખોટી ઠરી હતી. તેઓ તો સાદી બંગાળી ઢબે લાલ સાડી પહેરેલા જણાયા હતા.

"આપનો તાત્કાલીક કાર્યક્રમ શું છે?" કેપ્ટન લક્ષ્મી અન્ય કાર્યમાં ગુંથાઈ જશે તો કોઈ પ્રશ્ન પૂછી નહીં શકાય એની શંકાથી અધીરા બનેલા એક અખબારનવેશે પૂછ્યું.

"ચા અને નાસ્તો!" શેઠ શ્રી અંબાલાલ સારાભાઈએ મજાક કરતા ઉત્તર આપ્યો અને સૌ ખડખડ હસી પડ્યા. અને થોડીવારમાં ચા–પાણીને ઈન્સાફ આપવામાં સૌ મશગુલ રહ્યાં.

'ઝાંસીની રાણી સેના'ના સેનાનાયિકા તરીકે તમે યુદ્ધના મોખરે અંગ્રેજોનો સામનો કરવા ગયા હતા કે?" પત્રકારે પ્રશ્ન કર્યો.

"બર્મા કે મલાયામાં યુદ્ધ મોખરે ગયા નહોતા, પરંતુ 'ઝાંસીની રાણી સેના'ની ટુકડીએ દુશ્મનોનો સામનો ગલીઓમાં ભરાઈને–ગેરીલા યુદ્ધ–પદ્ધતિથી લડીને કર્યો હતો. અમે યુદ્ધ ને યુદ્ધના મોખરે ગયા હતા કે નહિ અથવા અમને બંદુક કે પિસ્તોલ પકડતા આવડે છે કે નહિ એ અમારા જીવનમાં મહત્વનું નથી; પણ અમારા જીવનને ઉજ્જવળ બનાવે એવી શિસ્ત અમે શીખ્યા છીએ અને એ જ સૂત્રો

'જય હિન્દ' અને 'ચલો દિલ્હી'ને કામયાબ બનાવવાના ઉપયોગી થશે."

"તમારો ભાવી કાર્યક્રમ શું છે?"

"અમારો એક મોરચો પૂરો થયો છે, બીજો મોરચો ઉઘડશે ત્યારે જોરથી લડવા માટે તો હું હાલમાં આરામ લઈ રહી છું. પહેલા મોરચા વખતના સૂત્રો હજી ઉભા છે. એ પ્રાપ્ત કર્યા વિના અમને શાંતિ મળવી મુશ્કેલ છે."

"ગુજરાતની સ્ત્રીઓનું સૌથી પ્રથમ કાર્ય સ્વતંત્રતા મેળવવાનું છે, પણ સ્વતંત્રતા સંપાદન કર્યા પછી એને નીભાવવી મુશ્કેલ છે અને એથી ગુજરાતની સ્ત્રીઓનું મહત્વનું કાર્ય તો આઝાદી મેળવ્યા પછી તેની જવાબદારીઓ ઉઠાવવાની શક્તિ મેળવવાનું છે. એ શક્તિ મેળવ્યા વિના હાંસલ કરેલી સંપૂર્ણ સ્વાધીનતાનો કોઈ અર્થ નથી."

આટલો વાર્તાલાપ થયો ત્યાં તો વિમાન ઉપડવાનો સમય થવાની સૂચના મળી. પોતાની તબીયત સારી થયા બાદ એકવાર અમદાવાદ આવવાની ઇચ્છા વ્યક્ત કરીને કેપ્ટન લક્ષ્મીએ સર્વની વિદાય લીધી.

* * *

સાન્તાક્રુઝના વિમાની મથક પર ચક્કાવા લેતું એક વિમાન આવી પહોંચ્યું અને જમીન પર ઉતરી થંભ્યું કે એમાંથી મદ્રાસની લાક્ષણીક ઢબે ઘેરી રંગબેરંગી સાડી પહેરેલા કેપ્ટન લક્ષ્મી બહાર આવ્યા; મુંબઈ પ્રાંતિક મહાસભા સમિતિના પ્રમુખ શ્રી. નગીનદાસ માસ્તર, શ્રી. એસ. કે. પાટીલ, શ્રી. નાથાલાલ પરીખ, શ્રીમતી સોફીઆખાન, લેડી રામરાવ વગેરેએ હાર્દિક સ્વાગત કરતાં તેમને પુષ્પોના હારતોરા અર્પ્યા; અને મોટર દ્વારા શ્રી. ભુલાભાઈ દેસાઈના નિવાસે હંકારી ગયા. માંદગીના બિછાને પડેલા શ્રી. ભુલાભાઈ દેસાઈને તેઓ મળ્યા અને તેમની તબીયતની પ્રગતિના ખબર જાણી મલકાયા.

પત્રકારોનું જૂથ એમને મળવા આવ્યું અને વાર્તાલાપ શરૂ થયો.

"'હિન્દમાંથી હઠી જાવ'ની લડતની પ્રચંડતા અમે જાણી શક્યા નહતા, પરંતુ અમારા સંગ્રામ સાથેની એની પૂરકતાનું માપ અમે બરોબર આંક્યું હતું. અમે કોંગ્રેસ રેડિયોના બ્રોડકાસ્ટ બરોબર ઝીલી શકતા હતા."

"વાર્તાલાપનો પ્રારંભ ઉપરોક્ત શબ્દોથી કરી કેપ્ટન લક્ષ્મીએ 'ઝાંસીની રાણી સેના'ની સૈનિકાઓને અંજલી આપતા જણાવ્યું હતું કે એ દળમાં જોડાયેલી હજારેક બહેનોમાં ઘણી સુશિક્ષિત અને બચ્ચરવાળ હતી. તેમાંથી ઘણી બહેનો હિન્દ પાછી ફરેલ છે. મને ખાત્રી છે કે તેઓ હિન્દમાં રાષ્ટ્રીય સેવાના કાર્યમાં ઝૂકાવશે. પ્રાંતિક મહાસભા સમિતિઓ તરફથી ચાલતા સ્વયંસેવિકા દળોની પ્રવૃત્તિઓમાં તેઓ ખૂબ રસ લેવા ઇચ્છે છે એમ હું ખાત્રીપૂર્વક કહી શકુ તેમ છું."

"આપ એમની નેતાગીરી લેશો?" એક ઉત્સાહી પત્રકારે પ્રશ્ન કર્યો.

"બ્રહ્મદેશના અમારા કામથી કંઈ હિન્દની નેતાગીરીનો અમને વારસો નથી મળી જતો." કેપ્ટન લક્ષ્મીએ શિઘ્રતાથી ઉત્તર આપ્યો.

"આઝાદ હિન્દ ફોજમાં જોડાવા માટે અમુક–કિસ્સામાં દબાણ થયેલું હોવાના સરકારી આક્ષેપો માટે આપનું શું કહેવું છે?"

"ફોજના સૈનિકોમાં રાષ્ટ્રપ્રેમ એટલો તો અદમ્ય હતો કે ફોજમાંથી નાસી જનારા ભાગેડુઓને એ હિચકારાપણા માટે નસ્યતે પહોંચાડવાની લાલચ રોકી શકતા નહતા; પરંતુ બચ્ચા પર માતા પણ ક્યારેક કડકાઈ દાખવે છે, છતાં માતાઓને કોર્ટના બારણે નથી લઈ જવામાં આવતી!',

"આઝાદ હિન્દ ફોજે હિન્દીઓના જાનમાલના કરેલા રક્ષણનો કંઈ ખ્યાલ આપશો?"

"જાપાનીઓ સામેના ક્રુરતા વિષેના આક્ષેપોમાં અતિશયોક્તિ ઘણી છે. ઉપરાંત એમની એ ક્રુરતા પાછળ જાપાનીઓની જાતીય ઉચ્ચતાની કોઈ ભાવના ન હતી. ઘર આંગણે પણ રાજવહિવટમાં પોતાના માણસો સાથે પણ એવી જ કરડાકી દાખવવામાં આવતી હતી. એક હિન્દી કુટુંબમાં લૂંટફાટ કરવાના આરોપ માટે પકડાયેલા એક જાપાની સૈનિકે આઝાદ હિન્દ ફોજના અફસરોની હાજરીમાં ગુન્હાનો એકરાર કર્યો, ત્યારે જાપાની સેનાપતિએ કંઈ પૂછગાછ વગર સૌની હાજરીમાં જ તલવાર ખેંચી પેલા જાપાનીનું માથું ઉડાવી દીધું હતું. જાપાનમાં કાળા બજારો યુદ્ધ દરમ્યાન પણ નહોતા જામ્યા કારણ કે ત્યાંનો રાજવહીવટ જ ખૂબ સખ્ત છે."

"હિન્દીઓ અને બ્રહ્મી જનતા વચ્ચેનો સંબંધ કેવો હતો?"

"નેતાજીના બ્રહ્મદેશમાં આગમન પછી તેમાં ઘણો સુધારો થયો હતો. બ્રહ્મી રાષ્ટ્રીય સેના—બર્મીઝ નેશનલ આરમીના વડા જનરલ અનુગસેન હિન્દની આઝાદીના ચાહક છે. બેલાશક તેઓ બ્રહ્મદેશમાં જામેલ હિન્દીઓના સ્થાપિત અધિકારોના કડક ટીકાકાર પણ છે. બ્રહ્મદેશનો ફરી પાછો કબજો લીધા પછી બ્રિટિશ સરકારે હિન્દીઓને પજવવામાં મણા નથી રાખી. બ્રહ્મીજનતા પ્રત્યે તેમણે છેતરામણી ભરી સદ્ભાવની નીતિ અખત્યાર કરી છે. બ્રહ્મદેશની ફાસીવાદ વિરોધી સંસ્થાએ જાળમાં ફસાયા વગર વાટાઘાટો દ્વારા સ્વતંત્રતા મેળવવાના પ્રયાસો કરી રહી છે; પરંતુ તેમાં નિષ્ફળ જતાં બ્રહ્મી લોકો સત્યાગ્રહના શસ્ત્રોનો આશરો લેવાના નથી."

"હિંસા–અહિંસાના પ્રશ્ન પરત્વે આપનો શું અભિપ્રાય છે?"

"આ તો મુશ્કેલ પ્રશ્ન છે, પરંતુ અહિંસાનો સ્વીકાર નીતિના રૂપે છે, સિદ્ધાંત તરીકે નહીં. પરંતુ છૂટાછવાયા છમકલાથી તો દેશની આગેકૂચ ઉલટાની રૂંધાવાની છે."

"દેશના જુદા જુદા રાજદ્વારી પક્ષો માટે આપનો શું મત છે?"

"હું તો એક સૈનિક છું, અને સૈનિક તરીકેની ભાવનામાં હું એટલી તો ઓતપ્રોત બની ગઈ છું કે એક સારા સૈનિકની જેમ હું વાદવિવાદ ભર્યા રાજકારણથી છેટી જ રહું છું."

"બ્રહ્મદેશ અને મલાયામાં વસતા હિન્દીઓ હવે શું કરવાની મનોવૃત્તિ ધરાવી રહ્યાં છે?"

"હિન્દની સ્વાધીનતા માટે સૌ પોતાનાથી બનતું બધું ય કરી છૂટવા માગે છે. સ્વાતંત્ર્ય સિદ્ધિ અર્થે સંગ્રામ ખેલવા સિવાય એમને અન્ય કોઈ માર્ગની સૂઝ નથી."

"સોવિયેટ વર્તમાનપત્રમાં 'નેતાજી અને આઝાદ હિન્દ ફોજના સૈનિકો ફાસીવાદી અને દેશદ્રોહીઓ હતા' એવી પ્રગટ થયેલી ટીકા તમારા વાંચવામાં આવી છે કે?"

"અમને એવી ટીકાઓ માન્ય નથી. ભલેને એ એમને ગમે એ કહે.'

સંપૂર્ણ.

# ઝાં<br>સી<br>ની<br>રા<br>ણી



"હિંદમાં જ્યારે સંસ્કૃત સંસ્કૃતિ પ્રચલિત હતી, ત્યારથી હિન્દની સ્ત્રીઓનો ઇતિહાસ ઉજ્જવલ રહ્યો છે. એજ હિન્દે ભૂતકાળમાં જ્યારે કટોકટીની ઘડી હતી ત્યારે "ઝાંસીની રાણી" પેદા કરી અને મને વિશ્વાસ છે કે પ્રસંગ આવ્યે હિન્દની સ્ત્રી શક્તિ જાગૃત થવાની જ છે. એ ઝાંસીની આઝાદી માટે હિન્દે લક્ષ્મીબાઇને પેદા કરી તો હિન્દની ૩૮ કરોડની પરાધીન પ્રજાની આઝાદી માટે હજારો લક્ષ્મીબાઇઓ પેદા કરવી પડશે. હિન્દની ધરતી પરની શક્તિમાં વિશ્વાસ છે. ભૂતકાળની માફક જ આજે પણ હિન્દની સ્ત્રી શક્તિ માંથી ચૂનંદી વીરાંગનાઓ પ્રકટ થશે જ."

સુભાષચંદ્ર બોઝ.

